卐 णमो पवयणस्स 卐

# સાગર સમાધાન

યાને

# આનન્દ તત્ત્વ વાટિકા

દ્વિતિય ભાગ

સમાધાનકાર –

આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

પ્રથમ આવૃત્તિ નકલ ૫૦૦

વિ સ ૨૦૦૪ ] વીર સંવત્ ૨૪૭૪ [ ઈ સ ૧૯૪૮

મૂલ્ય રૂા ૩-૦-૦

# બે–બોલ

અમે મુનિરાજ શ્રી ગુણસાગરજી મહારાજના અત્યંત ઋણી છીએ, કેમકે એમના ઉપદેશથી સાગર સમાધાન ભાગ ૩ જો પ્રસિદ્ધ કરવા અમે ભાગ્યશાળી થયા છીએ આ કાર્યમાં નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થો તરફથી દ્રવ્ય સહાયતા મળેલી હોવાથી હું નીચે જણાવેલા એ સદ્‌ગૃહસ્થોનો પણ હૃદયપૂર્વક આભાર માનું છું —

(૧) કપડવણજના નિવાસી અને સાધર્મિક ભક્તિકારક શેઠ મંગળદાસ ભાગચંદ

(૨) સુરત જીલ્લાના બાજીપુરા ગામમાં ધર્મવીર તરીકે ભાગ લેનાર શેઠ નેમચંદભાઈ જીવણજી

(૩) ભાણમાના નિવાસી વયોવૃદ્ધ દાનવીર શેઠ વાડીલાલ દોલતરામ

(૪) સુરતના નિવાસી શ્રાદ્ધરત્ન શાહ ચીમનલાલ મંછાચંદ

છૂટક છૂટક સંગ્રહ કરેલા પ્રશ્નોત્તરોને એકત્ર કરી છપાવવા યોગ્ય તૈયાર કરવાનો, તેમાં પડતી મુશ્કેલીઓનું સ્પષ્ટીકરણ કરી લેવાનો, તથા ખંતપૂર્વક પ્રુફો વગેરે જોઈ આપવાનો સમ્પૂર્ણ પરિશ્રમ પૂજ્યપાદ મુનિરાજ શ્રીક્ષેમંકરસાગરજી મહારાજે કરેલો હોવાથી તેઓશ્રીનો, તથા જેમણે ગ્રન્થ સંશોધન કાર્યમાં ઉત્સાહ પૂર્વક દરેક સહાયતા આપી

છે, અને જેઓની સહાયતા વડે આ ગ્રંથને સાંગોપાંગ છપાવી શકયા છીએ, એ, શિલ્પશાસ્ત્રના વિશિષ્ટ અભ્યાસી મુનિરાજ શ્રી કંચનવિજયજી મહારાજનો આ પ્રસંગે જેટલો ઉપકાર માનુ એટલો ઓછો છે

ગ્રન્થ અને ગ્રન્થકાર આદિ વિષયોવાળુ 'અવતરણ' યોજી આપવા માટે સાહિત્યરસિક જીવણચંદ સાકરચંદ જવેરીનો પણ હુ આભારી છઉં

સુજ્ઞ વાચકો પ્રત્યે એટલુજ કહેવાનુ -કે મને પ્રાપ્ત થયેલા સાધનોદ્વારા યથાયોગ્ય શુધ્ધતા કરાવી આ ગ્રન્થ છપાવ્યો છે છતા અમો કાર્યકરોની ન્યુનતાથી યા સમજફેરથી, દ્રષ્ટિદોષ યા મુદ્રણદોષથી ભૂલો રહેવા પામી હોય તો સમજીને સુધારીને વાચવા તથા "શાસ્ત્રકારોએ બતાવેલો સાર, યથાશક્તિએ ગ્રહણ કરી તે મુજબ વર્ત્તવા પ્રયત્નવાન બનશો તો અમારા સર્વની શુભેચ્છા પૂર્વકનો પ્રયાસ સફળ થયેલો અમો માનીશુ

લિં૰ પ્રકાશક

श्रीमूयमदणपार्श्वनाथाय नमः ।

# અવતરણ

卐

પુસ્તકનો વિષય, તેના કર્તાનો પરિચય, રચનાનું પ્રયોજન અને તેની અંદર રહેલા રહસ્ય વગેરે સમસ્યાનો ઉકેલ પ્રસ્તાવનાદિ રૂપે દર્શાવવાની ચાલુ સમયમા પ્રથા છે કેટલીક એવા પ્રકારેનો પણ સ્ફોટ કરવામા આવે છે જેથી વાચકોનુ દિલ પુસ્તક તરફ આકર્ષાય ઘણી વખતે તો અગત્યની નોંધ વગેરે જે ચાલુ પુસ્તકમા ન લઈ શકાય તેવી હોય અથવા ન લઈ શકાઈ હોય તેવી પણ આદિમા જણાવવામા આવે છે, જેથી પ્રસ્તાવનાદિને પુસ્તકના એક અગ તરીકેજ ગણવામા આવ્યુ છે

મનુષ્યોને કોઈ પણ વસ્તુ સાભળતા યા વાચતા અંદરનુ તારતમ્ય સમજવા માટે સ્વાભાવિક પ્રશ્નો ઉદ્ભવે છે, તેનુ સમાધાન જાણકારો અથવા તો ગ્રન્થકાર પ્રસ્તાવનાદિ રૂપે રજુ કરવા પ્રયત્ન સેવે છે, તેવોજ પ્રયત્ન અત્રે પણ સેવ્યો છે પહેલુ તો આ પુસ્તકનુ નામ 'સાગર-સમાધાન યાને આનન્દ 'તત્ત્વવાટિકા' કેમ યોજવામા આવ્યુ છે એ જણાવવુ ઉચિત માનુ છુ સાગર-સમાધાન એટલે એક અર્થમા સાગરમાથી ચ્હાય એટલુ જળ લઈયે તો પણ જેમ એનુ જળ ખૂટતુ નથી,' તેમ' સમાધાનકારરૂપી આ સાગરના હૃદયમાથી પ્રશ્ન પરપરા વડે (પ્રશ્નકારને સમાધાન સતોષ ન થાય ત્યા સુધી ચ્હાય એટલા તલસ્પર્શી, શાસ્ત્રીય ઉત્તરો કઢાવ્યા જવાય તો પણ એ સાગરહૃદય સૂકાતુજ નથી. પણ હમેશા જ્ઞાનથી

કલ્લોલ કન્તુજ ગર્યું જ જાય છે, બીજા અર્થમા સમાધાનકારના નામ સાથે ઘટાવીયે તો આગમોદ્ધારક શ્રીઆનન્દસાગરસૂરીશ્વરના નામમાથી 'સાગર' શબ્દ અને પ્રશ્નોના ઉત્તરોના પર્યાય રૂપ 'સમાધાન' શબ્દ મળી સાગર-સમાધાન યોજાયુ છે ગ્રન્થનુ અપર નામ આનંદ તત્ત્વ વાટિકા એટલે આત્માના આનંદને આપનારા તત્ત્વોથી ભરેલી વાડી થાય છે તેમજ સમાધાનકાર ઉક્ત સૂરીશ્વરજીના નામ સબધ પૂરતોજ 'આનંદ' શબ્દ જોડવા વડે આનંદ-તત્ત્વ-વાટિકા યોજી શકાય છે

સમાધાનકારના નામ પૂરતુ સૂચન કર્યા બાદ એ પ્રતિભાશાળી મહર્ષિ કોણ છે તે સબધી હકીકત આગમોદ્ધારક નામના પુસ્તકમા, સૂર્યપુરસ્વાગતમા, અને સૂયગડાગ-સૂત્ર-પુંડરીક અધ્યયનના વ્યાખ્યાનોના ઉપક્ષેપમા અપાઇ હોવાથી વાચકોને તે તે ગ્રન્થો જોઇ લેવા સૂચવુ છુ આ પ્રતિભાશાળી મહર્ષિ ૭૩ વર્ષની વયોવૃદ્ધ અવસ્થાએ પણ પોતાના મગજમા ઉત્પન્ન થતો વિચારોને પ્રશ્નોત્તરાદિ અનેક રૂપે અદ્યાપિ સકલિત કરી રહ્યા છે સૂયગડાગસૂત્ર-પુંડરીક અધ્યયનના વ્યાખ્યાનોમાના ઉપક્ષેપમા એ ગ્રન્થ પ્રસિદ્ધ થયો ત્યા સુધીમા સ્વામેલી વિવિધ કૃતિઓમાથી ઘણીખરીનુ સૂચન કરાયેલુ છે, જે વાચક વર્ગે ત્યાથી જોઇ લેવી તે પછી પણ એમણે અભ્યાસના પરિપાકરૂપે અભિનવજ્ઞાન રૂચિને અનુસરીને જે સકલિત કર્યું છે, અને જેની મને માહિતી મળી છે તેજ કૃતિઓનો હુ અહીં નિર્દેશ કરૂ છુ (૧) પ્રશ્નોત્તરો (૨) તિથિપદ્ધક, (૩) આગમમહિમા (૪) જૈન ગીતા (૫) જિનમહિમા (૬) શિષ્યશતકવિગેરે (૭) સામાયિકપર્યાન્થાનનિર્ણય, (૮) જ્ઞાતસ્પર્શના, (૯) શાનોધ્વ સગમનમ (૧૦) શ્રીપૂજ્ય નિર્ણય

(૧૧) જ્ઞાનપદ્માવલી (૧૨) પ્રતિદિનપ્રતિનિયતાર્થવિચારણા ઈત્યાદિ,

આગમોદ્ધારક આનંદસૂરિજીએ રચેલ અપ્રસિદ્ધ કાવ્યોમાંથી વસ્તુસૂચનરૂપે થોડુંક અત્રે આપું છું –

भज शास्त्रालिं भज शास्त्रालिं शास्त्रालिं भज शुद्धमते ।
जिनपतिगदिता गणपतिवितता मुनिजनमान्यतरा विमला ।
वरभवनिकरोऽसमफलविसरो भावितभावो भवदो ध्येयो,
नम्रशिरस्को विगतरजस्को भवति परस्तद्भजनमना ॥
चलति जिनेश सुरपतिवितताद्दासनात् सिंहयुक्तात्
भविजननिचयं हतवृजिनचयं देशयन्तीर्थमार्गम् ।
गणधररचिते विविधनययुते शास्त्रवृन्दे विधातुं,
तीर्थानुज्ञां पुनाऽक्षुण्णां दर्शयन्नागमोक्ताम् ॥

—આગમમહિમા

सम तृणे तृणे कनक उपले तु स्वसुमयो
समाधिपीनात्मा न खलु मिथ्यात्वसुहृदो ।
यदेतत्साम्यं स्याद्गरजलधिपातप्रतिभयं,
ततो ये रागाद्या परसुरसम तेन महिता ॥
जीव स्वकीयादिनयजि क्रियाया प्रामाण्यतो वीर्यबलं युनक्ति ।
भवास्त्वयं गोऽमितवीर्ययुक्तः कथं परेषां गमनीय इष्टः ॥

—જિનભક્તિ

निखिलवेदनविचक्षणत्वया जिनवरा जगुरात्मलक्षणम् ।
परनिमित्तमिहास्ति न किंचन न हि यदिदमात्मनि विद्यते ।

बोधो भविनामक्षसमुत्थो नो यावदतीन्द्रियान्,
वेत्तु विबुधास्तेऽप्यपगा कायोऽथविदाश्रिता ।
जीवो मुख्यत स्पर्शनयुक्तस्तन्मात्रविदीश्वरो,
जात्याकृतितो ह्यगनिवेशो नो यावत्तु बहिर्गत ॥
—નાનપદ્યાવલી

આ મહર્ષિના ઉપદેશથી અનેક શ્રેત્રો અને ગામોમા ઘણીય સસ્થાઓ સ્થાપિત થઈ છે અને તે સસ્થાઓ વડે અનેક શુભકાર્યો થયા છે વર્તમાન સમયમા ભવોદધિતરવાના તણુગઓમા (૧) પ્રભુની મૂર્તિ, અને (૨) મહાવીરસ્વામીએ પ્રરૂપેલા આગમ એ મુખ્ય છે એ વિષયમા પણ એઓશ્રીનો પુષ્કળ પ્રયત્ન હોવાથી શ્રીસિદ્ધક્ષેત્ર-ગિરિરાજની તળેટીમા શ્રી-વર્ધમાન જૈન આગમ મદિર અને શ્રીસિદ્ધચક્ર ગણધર મદિર યોજાયા છે એમા કલિયુગમા ભક્તિનું પ્રાધાન્ય મુખ્ય હોવાથી ભક્તિ નિમિત્ત પ્રભુમૂર્તિ અને આત્મ-જ્ઞાનનિમિત્ત જિનેશ્વરના પ્રરૂપેલા આગમ સૂત્રો આરાસુરિ-આદર્શ પાષાણમા આરૂઢ કરાવી બિરાજીત કરવામા આવ્યા છે એવીજ રીતે તાપીનદીને તટે આવેલા સુરત શહેરના મધ્યભાગરૂપ ગોપીપરામા (૧) પ્રભુની મૂર્તિ અને (૨) જૈન આગમો-ઉપસાવેલા અક્ષરોવડે અકિત કરાવાયેલા તામ્રપત્રોમા બિરાજીત કરવા માટે શ્રીઆગમોદ્ધારક સસ્થાદ્વારા શ્રીવર્ધમાન જૈન-તામ્રપત્ર-આગમ મદિર બધાવવામા આવ્યુ છે જેની વિગતો અન્યત્ર પ્રસિદ્ધ કરી છે

આ સાગર-સમાધાનમા પ્રશ્નકાર સાધુ સાધ્વી-શ્રાવક શ્રાવિકા એ ચતુર્વિધસઘે પૂછેલા પ્રશ્નોનો શ્રીઆનદસાગર સૂરીશ્વરે સમાધાનરૂપે આપેલા ઉત્તરોનો સગ્રહ કરાયેલો છે

आगमोद्धारक–आगमदिवाकर श्रीमद्–
आनंदसागरसूरीश्वरजी



जन्म–वि स १९३१ कपड्वाणिज्य दीक्षा–वि स १९४७ लींमडीपुयाम्
पन्यासपद्–वि स १९६० राजनगर सूरिपद् वि स १९७४ सूयपुरे

दत्ता येन शमेशिना मुनिगणायागमानां श्रुति
सच्छास्त्रोद्धतिकमग्न्यितिहन् शैलेषु ताम्रेषु च ।
सिद्धाद्रौ सुरते च चैत्ययुगलं व्यारोहयच्चागमान्
सिद्ध्यै स्तात्सुपयोधनो मुनिपति सूरीश

સાગર

પોતાનો મુદ્રિત અને હસ્તલિખિત પુસ્તક સંગ્રહ ભાવનગરના નાગ મહાજનદ્વારા ખુલ્લો મૂકાવી રાખવામાં આવ્યો છે

## ૩ શા દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ (સુરત) અને ૪ શ્રીમતી આગમોદયસમિતિ

એજ મહર્ષિના ઉપદેશથી સ્થાપવામાં આવ્યા હતા, અને એઓના અથાગ પ્રયત્ન અને કૃપાવડે લગભગ ૧૫૦ ગ્રન્થો આગમો-શાસ્રો અને પ્રકરણોઆદિ પ્રસિદ્ધિને પામ્યા હતા-

卐

શ્રીવર્દ્ધમાનજૈન-તામ્રપત્ર
આગમમંદિરપ્રતિષ્ઠા દિવસ
વિ સં ૨૧૦૪ના
માહ શુદ ૩, શુક્રવાર

લિ૦
શ્રમણ-સાહિત્યોપાસક
જીવણચંદ સાકરચંદ જવેરી
તા ૧૩-૨-૧૯૪૮

## શ્રીવર્દ્ધમાન-જૈન-આગમ મંદિર, સિદ્ધચક્ર-ગણધર મંદિર અને શ્રીવર્દ્ધમાન-જૈન-તામ્રપત્ર-આગમ મંદિરોની રચના સંબંધે કાંઈક

૧ સિદ્ધાચલ ગિરિરાજની છાયામાં બાંધવામાં આવેલું શ્રીવર્દ્ધમાન-જૈન-આગમ મંદિર, મધ્યમાં એક મોટું આજુબાજુ ચાર મધ્યમ મંદિરોવાળું અને ૪૦ દેરીઓની રચનાથી વિભૂષિત કરાયું છે એમાં ઊર્ધ્વલોક અને અધોલોકના વિમાનો માંના શાશ્વતચૈત્યોમાં સ્થાપિત કરાયેલા એકસો એંશી જિન બિંબોને અનુલક્ષીને ૧૮૦ પ્રભુપ્રતિમાઓ, જૈનાગમોની સંખ્યા ૪૫ પીસ્તાલીશ હોવાથી ૪૫ ચોમુખજીએ વડે આ પ્રમાણે સ્થાપિત કરાવાઈ છે - વર્ત્તમાન ચોવીશ તીર્થંકરના ચોવીસ ૨૦ વિહારમાનજિનેશ્વરોના વીસ અને શાશ્વતા ચૌમુખજી મળી ૪૫ ચામુખજીઓ વડે (૪૫×૪=૧૮૦) દેવલોકમાંના જિનબિંબ સ્વરૂપ સ્થાપવવામાં આવ્યું છે જિનેશ્વરોના જન્મકલ્યાણક સમયના અભિષેકો માટેના મેરૂપર્વતો પાંચ હોવાથી તેને અનુલક્ષીને ૧ મોટા અને ૪ મધ્યમ એ પાંચ ચૈત્યોમાં, આગમો અને પ્રકરણોમાં આવેલા વર્ણનો પ્રમાણે પાંચ મેરૂ પર્વતોની સ્થાપના કરી પાંચ ચૌમુખજી, અને બાકીની ૪૦ દેરીઓમાં જિનેશ્વરભગવન્તોએ સમવસરણમાં ચાર દિશાએ તરફ ચતુર્મુખે આગમોની પ્રરૂપણારૂપ દેશના દીધી હોવાથી તે ઉદ્દેશને અનુલક્ષીને ૪૦ સમવસરણોમાં ૪૦ ચૌમુખજી મળી ૪૫ ચોમુખજી પ્રતિષ્ઠિત કરાયા છે, તેમજ દિવાલોમાં મકરાણાના આરસ પાષાણોમાં શ્રીમુખેપ્રરૂપેલા એ પીસ્તાલીસ આગમો અને પૂર્વાચાર્યોએ રચેલા કમ્મપયડિ, પંચસંગ્રહ, જ્યોતિષકરંડકવગેરે કેટલાક શાસ્ત્રો આરૂઢ કરાવી સ્થાપવામાં આવ્યા છે

૨ ઉપર્યુક્ત આગમમંદિરની સમીપમાં શુદ્ધમાન અને

ગુણયુક્ત શ્રીપાર્શ્વનાથજી આદિબિંબો, ભૂમિગૃહના ઉપરાંત શ્રીસિદ્ધચક્રજીના મંડળો બે સમવસરણરૂપે તે તે વર્ણના રંગવાળી પ્રતિમાઓથી બિરાજીત કરવામાં આવ્યા છે. ભૂમિગૃહ અને તળમજલાના રંગમંડપોમાં પીસ્તાલીશે આગમોને તામ્રપત્રોમાં ઉપસાવેલા અક્ષરોથી આરૂઢ કરાવી ચેનલોમાં કાચથી આચ્છાદિત કરી સ્થાપિત કરવામાં આવ્યા છે. ભૂમિગૃહમાં પાર્શ્વનાથજી અને કમઠતાપસના પ્રસંગો વગેરેના દૃશ્યો; તળમજલે મુખ્ય રંગમંડપમાં શ્રીમહાવીરના પંચકલ્યાણકઆદિ દૃશ્યો, અને ચોટી-શિખામજલે શ્રીઆદીશ્વરજીના પ્રસંગોની દૃશ્યો દિવાલો ઉપર કોતરવામાં આવ્યા છે. મંદિરને ફરતી ચારે તરફની દિવાલોના બાહ્યભાગમાં ચૌદ સ્વપ્નો, અષ્ટમંગળ, અને અષ્ટપ્રાતિહાર્યોથી વિભૂષિત કરવામાં આવ્યા છે. સુરતના મંદિરમાં બિરાજમાન કરવા માટે પાદલિપ્તપુરમાં સં. ૧૯૯૯ની સાલમાં અંજનશલાકા થયેલા બિંબોમાંથી ૧૨૦ જિનબિંબો સં. ૨૦૦૩ના આશ્વીન વિજયાદશમી અને શુક્રવારે પ્રાહુણા તરીકે અત્રે પધરાવવામાં આવ્યા હતા અને એ જ પ્રતિમાજીઓની તામ્રપત્ર આગમમંદિરમાં વિ. સં. ૨૦૦૪ના માહા શુદ ૩ને શુક્રવાર તા. ૧૩-૨-૧૯૪૮ની મંગળ પ્રભાતે નવીં અને રાજઆદિયાર શુભયોગવાળા સમયે આગમોદ્ધારક શ્રીઆનંદસાગરસૂરીશ્વરે પ્રતિષ્ઠા કરાવી હતી.

卐

| | |
|---|---|
| સુરતના તામ્રપત્ર | વિ૦ |
| આગમ મંદિર પ્રતિષ્ઠાદિને | શ્રમણસાહિત્યોપાસક |
| વિ. સં. ૨૦૦૪ | **જીવણચંદ સાકરચંદ જવેરી** |
| માહ શુદ ૩ ભૃગુવારે | તા. ૧૩-૨-૪૮ |



કપડવણજ નિવાસી ધર્માનુરાગી શ્રાદ્ધરત્ન
શેઠ મગળદાસ ભાયચદ

# વિષયાનુક્રમ

卐

## ( ભા. ૧લો પ્રશ્ન ૭૫૨ સુધી )

卐

卐

અને મત્થએણ વંદામિ વચન છે માટે વંદનાશ્યકનીમાફક મત્ત
તીર્થ એ હોય તે કાયુમાં પ્રિત દનિ અને મનની પ્રવૃત્તિથી
એવો અર્થ जावणिज्जाए નો કરાય છે

પ્રશ્ન ૯૫૬ કોઈ આના માગીને કરાના કાર્યમા આદેશ મળ્યા પછી માગ
નાર પાછો इच्छं કહે છે તેનું તત્ત્વ શુ?

સમાધાન જૈનધર્મમા કાઈપણ કાર્ય મુખ્યતાએ બળાભિયોગે કરાવવાના
હોતા નથી પણ ઈચ્છાકારથી કરવાના હોય છે તે મર્યાદાથી
કાર્ય આ મળતા इच्छं કહેવામા આવે છે અર્થાત્ આદેશ
મળ્યો તે કરવામા પણ પોતાની ઈચ્છા જાહેર કરે છે

પ્રશ્ન ૯૫૮ શ્રીચતુર્વિધ સઘમા મુખ્ય અંગ તરીકે સાધુઓ છતા સાધ્વી
શ્રાવક શ્રાવિકા એ ચારે શ્રીચતુર્વિધ સઘ ગણાય છે તેમા સાધુ
સાધ્વીઓ ચયમદાનવાળા અઢાર હજાર શીલાંગને ધારણ
કરનારા હોય પણ શ્રાવક શ્રાવિકા એ શ્રીસઘના પરિવાર રૂપે
પણ કેમ ન ગણાય?

સમાધાન– વ્યવહારથી આત્મકલ્યાણને કરનાર શ્રીજિનવચનને હિત બુદ્ધિથી
સાંભળે તે સર્વને શ્રાવક શ્રાવિકા ગણાય અર્થાત દેશવિરતિ
સમ્યકત્વ ને અપુનર્બંધકપણાની દશાને ધારનારા પણ તેવો
હોય તો પણ શ્રાવક ગણાય

પ્રશ્ન ૯૫૯–કોઈક કહે છે કે સમ્યકત્વ પામ્યા પછી પણ બેથી નવપલ્યો
પમ મોહસ્થિતિ ખપાવે તો શ્રાવક કહેવાય એ શુ સત્ય છે?

સમાધાન– દેશવિરતિની પ્રાપ્તિ માટે નવપલ્યોપમ ને સમ્યકત્વ પછી ખપા
વવા પડે પણ શ્રાવકપણુ તો અપુનર્બંધકપણુ અને પછી
સમ્યકૃત્વ એ બનેની પ્રાપ્તિથી આવીજ જાય છે (જુઓ ધર્મ
સગ્રહ વિગેરે) ભરત મહારાજા કૃષ્ણ મહારાજા
મહારાજ [illegible] નવપલ્યોપમની સ્થિતિ નહોતી

પણ શાસ્ત્રકારોએ તેઓને શ્રાવક માન્યા છે

પ્રશ્ન ૭૬૦-શ્રીતત્ત્વાર્થ સૂત્રમાં ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજી મહારાજ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः એમ કહી મોક્ષમાર્ગમાં સમ્યગ્દર્શનને પહેલાં જણાવે છે અને શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં પણ नादंसणिस्स नाणं એ વચનથી સમ્યગ્દર્શન પહેલું અને પછીજ સમ્યગ્જ્ઞાન એમ સ્પષ્ટ અક્ષરોમાં જણાવે છે છતાં શ્રીવિશેષાવશ્યકની ટીકામાં મલધારીય હેમચન્દ્રસૂરિજી મહારાજ मोक्खमग्गाहिलासिणो એ પદની વ્યાખ્યા કરતાં मोक्षमार्ग - सम्यग्ज्ञानदर्शनचारित्ररूप એમ કહી મોક્ષ માર્ગમાં સમ્યગ્જ્ઞાનને અગ્રપદ આપે છે તો એ તેનો વિરોધ કેમ ન ગણવો ?

સમાધાન-જે જીવને સમ્યગ્દર્શન થાય છે તેને જીવાદિ તત્ત્વોમાં આશ્રવ આદિના હેયપણાનો અને સંવર આદિના ઉપાદેયપણાનો નિશ્ચય હોય કેવળ મોક્ષનેજ સાધ્ય ફળ રૂપે ગણે છે અને તેવા મોક્ષને સાધ્ય રૂપ ગણવાનો નિશ્ચય પછીજ જે કાંઈ અલ્પ કે બહુ જ્ઞાન થાય કે પહેલાનું અલ્પ કે બહુ જ્ઞાન હોય તે બધું શાસ્ત્રકારની ચતુરાઈ જેમ જગત્‌ને આશીર્વાદ સમાન હોય તેમ તે જ્ઞાન જ્ઞાન રૂપ ગણાય છે અર્થાત્ સમ્યગ્દર્શન એટલે મોક્ષના સાધ્યપણાની સાથેજ સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિ છે અને તેથીજ શાસ્ત્રોમાં કોઈપણ જગોપર સમ્યગ્દર્શનવાળાને અજ્ઞાની કે મિથ્યાદર્શનવાળાને જ્ઞાની તરીકે માનેલા નથી. જો સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનને એક સાથે ન માનતાં કંઈક પણ આંતરે થયેલ માનવામાં આવે તો સમ્યગ્દર્શનવાળાને અજ્ઞાની કે જ્ઞાનવાળાને મિથ્યાદૃષ્ટિ માનવો પડે પણ તેમ કોઈ પણ જગોપર કોઈએ પણ માન્યું નથી અને તેથીજ તત્ત્વાર્થની ટીકામાં જ્ઞાનનો ક્રમ બતાવતાં उत्तरणमेव नियत पूर्वलाभ એ પદની વ્યાખ્યામાં મુખ્યતાએ તો એવી

વ્યાખ્યા ફેરી કે ઉત્તર એટલે આગળનું એવું ચારિત્ર જો મળ્યું હોય તો પહેલાં બે એટલે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન જરૂર મળેલા હોય છે પણ આ પદની બીજી રીતે એમ પણ વ્યાખ્યા કરેલી છે કે ઉત્તરોત્તર લાભે પહેલાનો લાભ એટલે ચારિત્ર લાભે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો લાભ અને સમ્યગ્જ્ઞાનનો લાભ થયો હોય તો તેની પહેલાનું જે સમ્યગ્દર્શન તેનો લાભ જરૂર થયેલો હોય પણ આગળ જણાવે છે કે पूर्वलाभे भजनीयमुत्तरम् અર્થાત્ પહેલાના વાક્યમાં જેમ ઉત્તરોત્તર શબ્દ હતો તેમ અહીં પણ પૂર્વપૂર્વ એવો શબ્દ નથી તેથી મુખ્યતાએ એવી વ્યાખ્યા કરાય છે કે પહેલાના બે એટલે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન મળ્યા હોય તો उत्तरम् એમ કહી એક વચન કહીને માત્ર એકલા ચારિત્રનીજ ભજના જણાવે છે પણ उत्तरोत्तरम् એમ કહીને જ્ઞાન અને ચારિત્ર બન્નેની ભજના જણાવતા નથી આ બધા ઉપરથી સ્પષ્ટ થશે કે સમ્યગ્દર્શનની સાથેજ કે સમ્યગ્જ્ઞાનની સાથેજ સમ્યગ્દર્શનની ઉત્પત્તિ એક પણ સમયના આંતરા સિવાય માનવી વ્યાજબી છે અને તેથીજ આયુષ્યના છેલ્લા સમયે પણ પામેલા સમ્યક્ત્વવાળાને એકજ સમયનું સમ્યક્ત્વ અને મતિજ્ઞાન મનાય છે હવે જ્યારે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એક સાથે થાય છે તો પછી મોક્ષમાર્ગના નિરૂપણમાં કેમ સમ્યગ્દર્શનને પહેલું લે કે સમ્યગ્જ્ઞાનને પહેલું ન લે તેમાં કોઈપણ પ્રકારે વિશેષ માનવાને અવકાશ નથી વળી સમ્યગ્દર્શનરૂપી ગુણ જીવાદિક નવતત્ત્વો કે સાતતત્ત્વોના શ્રદ્ધાનરૂપ હોવાથી તે તત્ત્વોના શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન થવા પહેલાં જીવાદિક તત્ત્વોનું જ્ઞાન થવું જોઈએ એ તો સ્વાભાવિક છે કેમકે જે મનુષ્યને જીવાદિક પદાર્થોનું સ્વરૂપશ્રી જાણ ન થયું હોય તે મનુષ્ય તે

આવે છે તો કલ્પસૂત્રને હિસાબે છઠ્ઠના બીજો ઉપવાસજ આવવા જોઇએ એવી રીતે છઠ્ઠ કરવો એમ ખરૂં કે ? અને ચાલુ વરસમાં છઠ્ઠ ક્યારે કરવો ? (વિ સ ૧૯૯૧)

સમાધાન શ્રી હીરસૂરિ મહારાજે દાનેના અને શ્રીકીર્તિવિજયજી મહારાજે સંગૃહીત કરેલા હીરપ્રશ્નોત્તરમાં ચતુર્દશી અમાવાસ્યા કે પ્રતિપદ આદિકી વૃદ્ધિમાં છઠ્ઠ કયારે કરવો એવા પ્રશ્નના ઉત્તરમાં ચોકખા શબ્દથી જણાવે છે કે આ પર્યુષણના કલ્પસંબંધી છઠ્ઠ કરવામાં કોઇ પણ તિથિયોના નિયમને માટે આગ્રહ કરવો નહિ અર્થાત્ (ટીપણામાં) બે ચૌદશ હોય તો પહેલી બીજી ચૌદશનો પણ છઠ્ઠ થાય બે અમાવાસ્યા હોય તો તેરશ ચૌદશનો છઠ્ઠ થઇ બીજી અમાવાસ્યાએ એકલો ઉપવાસ થાય અને બે પડવા હોય તો પણ તેરશ ચૌદશનો છઠ્ઠ થઇ અમાવાસ્યાએ પારણું આવી પહેલે પડવે એકલો ઉપવાસ થાય આવી રીતે છઠ્ઠના અનિયમિતપણું હોવાથી તિથિના નિયમનો આગ્રહ ન કરવા જણાવે છે તો આ વખતે તેરશે પયુષણ બેસતા હોવાથી તેરશ અને ચૌદશનો છઠ્ઠ કરવો એ વ્યાજબી લાગે છે વળી શાસ્ત્રકારો સંવચ્છરીના અટ્ઠમને પણ અનાગત અને અતિક્રાન્ત એવા પચ્ચક્ખાણના ભેદો કહીને આગળ પાછળ કરવાનું જણાવે છે અને તે મર્યાદા સર્વને માન્ય હોયજ છે તો પછી અમાવાસ્યા અને પડવાજ છઠ્ઠ કરવો એવો આગ્રહ કરી ચૌદશની તિથિ કે જેમાં શક્તિ છતાં ઉપવાસ ન કરે તો શાસ્ત્રકારો સ્થાન સ્થાન ઉપર પ્રાયશ્ચિત્તવિધાન કરે છે તેવા પક્ખીની ચૌદશને દિવસે ન ખાવું હોય તો ન ખાઇ શકાય એવું છતાં પણ અને શાસ્ત્રકારે તિથિનો આગ્રહ છઠ્ઠના નિયમ માટે ન કરવો એમ જણાવેલ છતાં ચૌદશપતિથી તેજ દિવસે પારણું કરવાનો આગ્રહ કરવો તે ઉચિત છે એમ તો કહી શકાય નહિ આ વખતે પર્યુષણપર્વની આરાધનાના દિવસો નીચે મુજબ ઠીક લાગે છે

મોક્ષનો માર્ગ મળ્યો નથી, કેમકે અજિનાના મજેનાને ન હોય પણ નહિ મજેલાનેજ હોય

**સમાધાન**-સર્વજ્ઞના ભવ્ય કે અભવ્ય સ્વભાવને સાક્ષાત્ તો કેવલજ્ઞાનીજ જાણી શકે છે પણ અન્ય જીવમાં રહેલું અભવ્યપણું છદ્મસ્થો અનુમાનથી પણ જાણી શકે નહિ કેમકે અભવ્યપણાનું તેવું કોઇ વિશિષ્ટ ચિહ્ન શાસ્ત્રકારોએ જણાવેલું નથી કદાચિત્ કહેવામાં આવે કે જીવતત્ત્વ ન માને અગર જીવતત્ત્વની વિરાધનાથી ન ડરે એટલા માત્રથી એને અભવ્ય કહેવો પણ તે વ્યાજબી લાગતું નથી કેમકે પ્રદેશીરાજા પ્રતિબોધ પામ્યો ન હતો ત્યાં સુધી તે તે દશામાંજ હતો જો કે શાસ્ત્રકારો એમ જણાવે છે કે અભવ્યને મોક્ષની શ્રદ્ધા હોય નહિ પણ તેનો અર્થ માત્ર એટલોજ છે કે અભવ્ય મોક્ષને માને નહિ પણ તે વાક્યનો એવો અર્થ તો નજ કરાય કે જે જે મોક્ષને ન માને તે તે સઘળા અભવ્ય, કેમકે ભવ્ય જીવને પણ મોક્ષની શ્રદ્ધા કે ઇચ્છા તો અર્ધપુદ્ગલપરાવર્તમાંજ હોય છે અર્થાત્ અર્ધપુદ્ગલપરાવર્ત સિવાયના કાળમાં તો ભવ્ય હોય તો પણ મોક્ષને માનનારો હોતો નથી માટે જીવ કે મોક્ષને ન માને તેટલા માત્રથી અભવ્ય છે એમ કહી શકાય નહિ પણ જે મનુષ્યને પોતાના આત્મામાં મોક્ષની ઇચ્છા થાય કે હું ભવ્ય હોઇશ કે અભવ્ય હોઇશ એવી શંકા થાય તો તે જીવ જરૂર ભવ્ય છે એમ શીલાંકાચાર્ય મહારાજ ખુદ્દ ગ્રન્થમાં કહે છે એટલે શાસ્ત્રને ગ્રહણ કરનારો પોતાના આત્માનું ભવ્યપણું નિશ્ચિત કરે તે અસંભવિત નથી અને અન્ય આત્માને અંગે પણ મોક્ષનું સ્વરૂપ જણાવતાં કે મોક્ષને ફળ તરીકે વર્ણન કરતાં જો ઉલ્લાસ માલમ પડે તો તેને ભવ્ય તરીકે ગણી શકાય અને તેથી તે શાસ્ત્ર ગ્રહણ કરવાને લાયક ઠરે વળી મોક્ષ માર્ગની અભિધાને ... જે કહેવામાં આવ્યું તે ત્યારેજ સાચું ઠરે કે જ્યારે શાસ્ત્રકારોએ શાસ્ત્ર રચનની જગો પર મોક્ષમાર્ગ શબ્દથી મોક્ષમાર્ગની ઉત્તરોત્તર શુદ્ધિ એવો કરેલો અર્થ જો લક્ષમાં લેવામાં આવે નહિ તત્ત્વદૃષ્ટિએ તો શાસ્ત્રનું રચન કરનાર આચાર્યો ભવ્યાદિકનો વિચાર કરવો જોઇતો જરૂરી રહેતો નથી તેઓ કુના અભવ્યને મોક્ષના માર્ગની ઇચ્છા વગરનાને તથા ગુરુ

મોહના ઉપશમક અને ક્ષપકની બે શ્રેણિઓ ગણી છે તો અનંતાનુબંધીના તથા દર્શનમોહનીયના ઉપશમ અને ક્ષપકના ભેદો જુદા કેમ લીધા નથી

**સમાધાન-** આ સ્થાનની જરૂર છે કે અગીયાર નિર્જરાની શ્રેણિમાં અનંતાનુબંધીની વિયોજકતા લીધી છે ને તેથી ઉપશમ ક્ષય અને ક્ષયોપશમ એ ત્રણે અવસ્થા લઈએ તો કાંઈ બાધક જણાતો નથી અને દર્શન મોહક્ષપકને સ્થાને દર્શનમોહની ત્રણે પ્રકૃતિનો ક્ષય અને ઉપશમ તથા ક્ષયોપશમ પણ લેવા યોગ્ય છે અન્યથા બીજી શ્રેણિમાં લેવાના હોય તો શાસ્ત્રના અક્ષરો વિશેષપણે દેખાડવા જોઈએ

**પ્રશ્ન ૭૬૮-**શ્રીઆચારાંગનિર્યુક્તિમાં સમ્યગ્દૃષ્ટિ નામની નિર્જરા શ્રેણિમાં પહેલા ન લેતા 'सम्मुप्पत्ती' નામે પહેલી શ્રેણિ લીધી છે તો સર્વ પ્રકારની સમ્યક્ત્વોત્પત્તિ પ્રથમ શ્રેણિમાં કેમ ન ગણવી ?

**સમાધાન-**તેજ નિર્યુક્તિકારે અનંતાનુબંધીનો નાશ અને દર્શન મોહના નાશની ગુણશ્રેણિ તો ચોથી અને પાંચમીજ લીધી છે ને તેથી સમ્યક્ત્વોત્પાદનું સ્થાન ત્યાં ચોથી પાંચમી શ્રેણિમાં જાય અને જો ત્રણે પ્રકારના સમ્યક્ત્વની ઉત્પત્તિ લઈ લઈએ તો ચોથી પાંચમી શ્રેણિ વ્યર્થ થાય કદાચ ચોથી પાંચમી શ્રેણિમાં કેવલક્ષાયિક સમ્યક્ત્વનીજ ઉત્પત્તિ લેવી હોય અને અહીં આદ્ય શ્રેણિમાં બાકીના ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ લેવી હોય તો પ્રથમ તો તેવા અક્ષર જોઈએ તેમજ અનંતાનુબંધીના ઉપશમને ચોથી શ્રેણિમાં લેવા માટે વિયોજક શબ્દ વાપર્યો છે તે અઘટતુ થાય અને ઉપશમ જો ત્યાં ચોથી શ્રેણિમાં લેવામાં આવે તો પછી અનંતાનુબંધીની ત્રણે અવસ્થા ત્યાં ચોથી શ્રેણિમાં લેવી પડે અને જો તેમ હોય તો પછી ત્રણે પ્રકારના સમ્યક્ત્વ પામનારા ત્યાં ચોથી શ્રેણિમાંજ ગણાય વળી ટીકાકાર શ્રીશીલાંકાચાર્ય મહારાજ વિગેરેએ सम्मुप्पत्ती, પદની વ્યાખ્યા ધર્મ ઈચ્છા આમગવા જવું સાંભળવું ધર્મ અંગીકાર કરવો

બાકી પ્રત્તિજ પહેલી શ્રેણિમા જણાવી અને તે સ્થિતિ સમ્યક્ત્વને ઉત્પન્ન કરનાર ગણી एतेन सम्यक्त्वोत्पत्तिस्थित्याख्याता એમ માત્ર ગૌણ ર્થથી ચરિતાર્થપણુ જણાવ્યુ ને તેથી પહેલી ને ચોથી પાચમી શ્રેણિમા વિરોધ રહેતો નથી છતા જો બીજા તેવા ભેદ દેખાડનાર સ્પષ્ટ અક્ષરો શાસ્ત્રોમા નીકળે તો શાસ્ત્રાનુસારીઓને માનવામા અડચણ નથી

પ્રશ્ન ૭૬૮-અનાદિ મિથ્યાત્વી જીવ સમ્યક્ત્વ પામે તે પણ સાધુ કરતા અસંખ્ય ગુણ નિર્જરાવાળો છે એમ માનવુ વ્યાજબી છે?

**સમાધાન**-સભાષ્ય તત્વાર્થ સૂત્રની ટીકામા अनन्त संसारस्तदनुबन्धिनोऽनन्ता क्रोधादयस्तान् वियोजयति-क्षपयति उपशमयति वा अनन्तवियोजक અર્થાત્ અનંત એટલે જે સંસાર તેનો અનુબંધ કરાવનારા જે અનંત એવા જે ક્રોધાદિ એટલે અનંતાનુબંધી ક્રોધાદિ તેનો વિયોગ કરે એટલે ક્ષય કરે કે ઉપશમ કરે તે ચોથી શ્રેણિવાળા ગણાય અર્થાત્ સર્વવિરતિવાળા જે ત્રીજી નિર્જરા શ્રેણિવાળા છે તેના કરતા અસંખ્ય ગુણ નિર્જરા કરવાવાળા છે આ વચનને માનવાવાળા મનુષ્ય તો ઔપશમિક કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામતી વખત સાધુ કરતા અસંખ્ય ગુણ નિર્જરા માની શકે નહિ કદાચ કહેવામા આવે કે અનંતના વિયોજકમા કહેલુ ક્ષપણ ક્ષાયિક માટે લેવુ ને ઉપશમ ઉપશમ શ્રેણિવાળા ઔપશમિક માટે લેવુ તો તેમ કહેનારની અજ્ઞાનતા છે કેમકે પ્રથમ તો સામાન્યથીજ અહી અનંતાનુબંધીનુ ક્ષપણ અને ઉપશમન લીધુ છે પણ આગળની પાચમી શ્રેણિમા दर्शनमोहक्षपक इति दर्शनमोह अनन्तानुबन्धिनश्च चार' सम्यक्त्व मिथ्यात्वतदुभयानि च, अस्य सप्तविधस्य दर्शनमोहस्य क्षपक એમ કહી દર્શનમોહક્ષપકને અનંતાનુબંધી ચાર ને દર્શન મોહનીયનુ ત્રિક એમ સાતેને ખપાવનાર ગણી ક્ષાયિક સમ્યક્ત્વવાળાની તો શ્રેણિ પાચમીજ લખી છે આવો સ્પષ્ટ પાઠ જે ન સમજે અને શ્રા[illegible]

બીજી બાજુથી બેધ સારી વાત જણાવે તોપણ માનવી નહિ એવી **જેઓની પરાપૂર્વનીરીતિ** જળવાયેલી રહેલી હોય ત્યાં શું કહેવું? અષ્ટમ' શબ્દનો 'આઠમું' એવો અર્થ તો તેઓજ કરે કે જેઓ શાસ્ત્ર યુક્તિ કે સાહિત્યની સ્થિતિથી દૂર હોય

**પ્રશ્ન ૬૮**–શ્રીમહાવીર ભગવાનના જન્મને શ્રવણ કરતી વખતે નાળિયેર વધેરાય છે તે નાળિયેર એકેન્દ્રિય જીવ હોવાથી અનુચિત કેમ નહિ?

**સમાધાન**–સંસારી લોકો હર્ષની વખતે નાળિયેરની શેષ વહેંચે છે તેવી આ જન્મમહ પ્રસંગ શ્રવણના આનંદને અંગે નાળિયેરની શેષ વહેંચે તે સ્વાભાવિક છે નાળિયેર એકેન્દ્રિય છે માટે ન વધેરવું એમ કહી એકેન્દ્રિયની દયાના કથનને આગળ કરે તે તેનેજ શોભે કે જે અગ્નિકાયને એકેન્દ્રિય સમજી દીવો ન સળગાવતો હોય માટી મીઠાની વિરાધના ન કરતો હોય તથા શાક વિગેરે વનસ્પતિની વિરાધનાથી જે અલગ થયો હોય એકેન્દ્રિયની વિરાધનાથી આ રીતિએ દૂર રહેનારો મનુષ્ય નાળિયેરની શેષ ન વહેંચે તે સ્વાભાવિકજ છે બાકી અન્યત્ર એકેન્દ્રિયને અંગે ચિંતા ન કરનારો અત્ર આવી વાત આગળ કરે તે તો ફક્ત ભક્તિના ચેડાજ છે શાસ્ત્રકારો પણ એકેન્દ્રિયના આરંભથી દૂર રહેનારા વિમલબુદ્ધિને દ્રવ્યસ્તવ કરવાની જરૂરિયાત નથી એમ સ્પષ્ટપણે જણાવે છે

**પ્રશ્ન ૬૯**–વ્યાખ્યાન પ્રતિક્રમણ પૌષધ ઉપધાન વિગેરેમા જે આવનાર તેમા ચોપડીઓ કટાસણા વિગેરેની પ્રભાવના કરી તેમા વધારે લાભ મળે કે નહિ?

**સમાધાન**–બાળજીવોને ધર્મશ્રવણાદિ તરફ આકર્ષવા માટે અને બાળકોને પણ પ્રમાદ ત્યાગીને તે કાર્યોમા પ્રોત્સાહન આપવા પ્રભાવના દેવામા આવે છે તે ઉદ્દેશ ધ્યાનમા રાખી પ્રભાવના કરવી વ્યાજબી છે બાકી કેટલાકો પોતાના છપાવેલા પુસ્તકોની પ્રભાવનામાજ વધારે લાભ બતાવે અને તેવી રીતે મુદ્રણદ્વારા પુસ્તકો વહેંચાવી ઘણી આવૃત્તિ

સમાધાન-બન્ને પ્રકારના ઉપકારો આદિવાળા અને અંતવાળા હોય. પરિણામિક ભાવ જે જીવપણું વિગેરે છે તે સિવાય ઔદયિક કે બીજો ભાવ અનાદિ હોયજ નહિ. જો કે મતિઅજ્ઞાન વિગેરે ક્ષાયોપશમિક ભાવ છતાં અનાદિ કહેવાય છે પણ તે પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે અને એવી રીતે પરોપકારના કારણરૂપ ઉત્તમપુણ્ય તો પ્રવાહથી પણ અનાદિ હોય નહિ. તથા ક્ષાયોપશમિકભાવરૂપ ઉપકાર તો સાદિસાન્તજ હોય. જો કે દાનાદિલબ્ધિઓ ક્ષાયિકભાવની પણ હોય છે અને ક્ષાયિકભાવ અનાદિનો ન હોય પણ સાદિઅનન્તભાગે હોય છે. પણ પૂજ્યપાદ શ્રીહરિભદ્રસૂરિ જેવા સમર્થ ટીકાકારો પણ દાનાદિના ક્ષાયિકભાવને ક્ષાયિકપણું છતાં સાદિઅનંત નહિ માનતાં સાદિસાંતજ માને છે અને તેના કારણમાં એમ જણાવાય છે કે દાનઆદિના પ્રસંગ હોય તો ત્યાં ક્ષાયિકભાવ હોવાથી તે દાનાદિના અંતરાયો ન નડે અને તેથી ત્યાં દાનાદિના ક્ષાયિકભાવ ગણાય પણ જ્યાં દાનાદિની સિદ્ધિપણાને લીધે પ્રસંગજ નથી ત્યાં તે દાનાદિ સંબંધી ક્ષાયિકભાવ મનાય નહિ. અર્થાત્ પરોપકારના કારણરૂપ દાનાદિ ક્ષાયોપશમિક કે ક્ષાયિક એ બેમાંથી એક પણ ભાવ હોય તો પણ અનાદિઅનંત થઈ શકે નહિ અને જ્યારે ખુદ દાનાદિ અનાદિઅનંતભાગે ન હોય તો પછી તેનાથી થનારો પરોપકારભાવ તો અનાદિ અનંતો હોયજ કેમ? અર્થાત્ દાનાદિ સાદિસાન્ત હોવાથી પરોપકાર આદિ સાન્તપણેજ હોય.

પ્રશ્ન ७८२-ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે પરોપકાર કારણભૂત દાનાદિ સાદિસાન્ત હોઈને તેનાથી થનાર પરોપકાર સાદિસાન્તજ હોય તો પછી ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી શ્રીલલિતવિસ્તરા વૃત્તિમાં ભગવંત શ્રીજિનેશ્વરદેવોના વર્ણનમાં आकालमेते परार्थव्यसनिन વિગેરે જણાવી સર્વકાલ એટલે અનાદિઅનન્તપણે શ્રીજિનેશ્વરભગવાનોને પરોપકાર વ્યસન હોવાનું જણાવે છે તેનું કેમ?

સમાધાન-આચાર્ય ભગવાન્ શ્રીહરિભદ્રસૂરીશ્વરજીએ જે आकाल પદ મૂક્યું છે તે વ્યાજબીજ છે પણ જેમ सर्वकाल, सदा, सर्वदा, नित्य

વિગેરે પદો સર્વજ્ઞાનને કહેનારા છતાં તેથી વિવક્ષિતજ્ઞ સર્વજ્ઞ સેવાય છે અને નિરવશેષાર્થ 'સર્વ' ન લેતાં માત્ર આદેશ સર્વ કે સર્વઘત્તા સર્વ જ લેવાય છે, અને તેથી અહિં પણ વિવક્ષિતજ્ઞ સર્વજ્ઞ લેવાય પણ અનાદિઅનતરૂપ સર્વજ્ઞ લેવાય નહિ જો એમ ન લઇએ તો 'परलोकहितायैव मध्यम· प्रवर्तते क्रियासु सदा' तत्त्वार्थसन-भाष्यनी આ કારિકામા મધ્યમ પુરૂષ ની પરલોકહિતની પ્રવૃત્તિપણ અનાદિ અનત કાનની માનવી પડશે અને જો ક્ષાયોપશમિકભાવ પણ અનાદિ માનીએ તો ક્ષાયિક ભાવ પણ અનાદિ માનવામા અડચણ નહિ આવે અને જો અનાદિનો ક્ષાયિક ભાવ માનવામા આવે તો અનાદિશુદ્ધ એક પરમેશ્વરને માનવામા અડચણ નહિ રહે અને એમ માનનારો તો શ્રીજિનેશ્વરદેવના શાસનથી સર્વથા પતિતજ છે

પ્રશ્ન ૯૮૩-શુ ભગવાન્ શ્રીજિનેશ્વ મહારાજાઓ પણ અનાદિથી પરો પકાર પરાયણ સ્થિતિવાળા નથી અને તેઓશ્રી શુ અમુક કાલથી પરોપ કાર પ્રવૃત્તિવાળા થયા છે?

સમાધાન-પૂજ્યપાદ ભગવાન્ આચાર્ય શ્રીમન્હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ શ્રીઅષ્ટક નામના ગ્રથમા જણાવે છે કે -'वरबोधित आरभ्य परार्थोद्यत एव हि ।' અર્થાત્ ભગવાન્ જિનેશ્વરો બોધિલાભ થયો તે કરતા વરબોધિલાભ એટલે શુદ્ધ સમ્યકત્વ કહો કે ભગવાન્ જિનેશ્વરપણાના કાર ણભૂત જિનનામ બાધતી વખત જે દર્શનશુદ્ધિ કહી છે તેના જેવી શુદ્ધ દર્શનવાળી દશા કહો તેવી દશા આવે ત્યારથી તેઓ પરોપકારમા ઉદ્યમવાળા હોય છે આમ જો સામાન્ય બોધિલાભ કે વરબોધિલાભ પછીજ પરોપકારીપણું ન માનીએ અને અનાદિથીજ જો પરોપકારીપણું માનીએ તો તેજ લલિતવિસ્તરામા તેજ સ્થાને न चाशुद्धमपि जात्यरत्न ઇત્યાદિ જણાવીને ભગવાન્ જિનેશ્વરોની પણ પહેલા તો અશુદ્ધ દશા હતી એમ જે સૂચવે છે તે અસભવિતજ થાય માટે જિનેશ્વરમહા રાજાઓ તથાભવ્યત્વવાળા છતા પણ પરોપકારના કાર્ય કરવા રૂપ શુદ્ધ

દશાને તો અનાદિથી ધારણ કરનારા નથી પણ વિશિષ્ટ બોધિનાન પછીજ તે ધારણ કરનારા થાય છે વળી તેજ લલિતવિસ્તરાના તેજ आकाल વાળા પાઠમા ભગવાન્ જિનેશ્વરોને देवगुरबहुमानिन અર્થાત્ દેવગુરૂના બહુમાનના કરનારા હોય એમ સ્પષ્ટપણે જણાવ્યુ છે તો શુ ભગવાન્ જિનેશ્વરો અનાદિકાલથી સમ્યક્ત્વવાળા હતા એમ મનાશે ખરૂ ? અને એમ માનનારાને નિર્યુક્તિકાર મહારાજ શ્રીભદ્રબાહુસ્વામિજીએ "जहमिच्छत्ततमाओ' વિગેરે જણાવી નિગમ વિગેરે દ્વાર માનનારા ગણાય ખરા ? અર્થાત્ જેમ દેવગુરૂ બહુમાનિપણુ आकाल ના પાઠમા જણાવ્યુ છે પણ તે દેવગુરૂ બહુમાનીપણુ સમ્યક્ત્વ આદિ વિશિષ્ટ દશા પછીજ થાય છે અને મનાય છે તેવી રીતે પરોપકારીપણુ અનાદિથી નહિ પણ વિશિષ્ટ સમ્યક્ત્વ કે વરબોધિની દશા પછીજ નિયમિત થઈ શકે અને માની શકાય

પ્રશ્ન ૭૮૪-ભગવાન્ જિનેશ્વરોને સમ્યક્ત્વ થાય એને વરબોધિજ કહેવાય અને અન્ય જીવોને સમ્યક્ત્વ થાય તે સામાન્ય રીતે સમ્યગ્દર્શન કહેવાય એમ ખરૂ ?

સમાધાન-આવશ્યક નિર્યુક્તિકાર મહારાજ વિગેરે તો 'सम्मत्त पढमलम्भो बोद्धव्वो वद्धमाणस्स' વિગેરે પાઠોથી શ્રીમહાવીરમહારાજ તીર્થંકરને થયેલા સમ્યક્ત્વને પણ સમ્યક્ત્વજ કહે છે શ્રી તીર્થંકર મહારાજાના સમ્યક્ત્વને વરબોધિજ કહેવાય એમ કહેનારે આવશ્યક નિર્યુક્તિ ભાષ્ય, ટીકા કે ચરિત્રોમાંથી કોઈ તેવો પુરાવો રજુ કરવો જોઈએ

પ્રશ્ન ૭૮૫-ભગવાન્ જિનેશ્વરો અનાદિકાલથી પરોપકારીપણાવાળા જ હોય એમ માનવામાં તો તેઓને ક્ષાયિકાપશમિક ભાવઆદિનુ અનાદિપણુ ન હોવાથી (અને એમ ક્ષાયિક ભાવનુ અનાદિપણુ માનવુ એ સ્ત્રીની માન્યતાવાળાઓને ન શોભે પણ) સમ્યક્ત્વ પામ્યા પછી કાંતેએ કરનારા માની તે ભગવાનના આદિ સમ્યક્ત્વને વરબોધિવાન

માનીએ તો શો હરકત?

સમાધાન-ભગવાન્ મહાવીર મહારાજાદિ તીર્થંકરના જીવો પણ નયસાર કે ધનસાર્થવાહઆદિના ભવોમાં જે સમ્યક્ત્વ પામ્યા છે તે સમ્યક્ત્વ છેલ્લા ભવ સુધી નિયમિત હોય એવો નિયમ નથી. ખુદ ભગવાન્ મહાવીર મહારાજનો જીવજ નયસારના ભવમાં સમ્યક્ત્વ પામ્યા પછી અનેક વખત સમ્યક્ત્વને વમનારો અને અસંખ્ય કાલ સુધી રખડપણામાં ભમેલો છે. માટે જે સમ્યક્ત્વ છેલ્લા ભવ સુધી ટકે અને જે સમ્યક્ત્વની હયાતિમાં શ્રીતીર્થંકર નામકર્મ નિકાચિત કરવામાં આવે તેજ સમ્યક્ત્વને વરબોધિનામ તરીકે કહી શકાય. સામાન્ય સમ્યક્ત્વના લાભ માત્રને વરબોધિલાભ માનીએ અને તે સામાન્ય સમ્યક્ત્વ થયા પછી સદા પરોપકારીપણુંજ હોય એમ માનીએ તો ભગવાન્ મહાવીર મહારાજે મરીચિના ભવમાં કરેલ પરિવ્રાજકત્વ, કપિલ આગળ કરેલ દુર્ભાષણ, વાસુદેવના ભવ પહેલાના ભવમાં સાધુપણામાં કરેલું ગાયનું ભ્રમણ વળી તેજ ભવમાં સાધુપણામાં કરેલ નિયાણું વગેર હકીકત શું પરોપકારિતા વાળીજ છે એમ શું માની શકાશે? પ્રથમના સમ્યક્ત્વને વરબોધિલાભ માનનારે આ હકીકતનું સમાધાન કરવા લેશ પણ પ્રયત્ન કર્યો નહિ તે વ્યાજબી નહોતું.

પ્રશ્ન ૯૮૬-જિનેશ્વર ભગવાન્ પ્રથમ જે સમ્યક્ત્વ પામે તેજ સમ્યક્ત્વ તીર્થંકરપણાને લાવનાર હોવાથી તેને વરબોધિલાભ કેમ ન કહેવાય?

સમાધાન-જિનેશ્વર ભગવાનના જીવો પ્રથમ સમ્યક્ત્વના લાભથી સામાન્યત પરોપકારી હોય છતાં વરબોધિલાભ પછી તો નિયમિત રીતે પરોપકારીપણાવાળાજ હોય છે એમ [illegible] 'वरबोधित आरभ्य परार्थोद्यत एव हि' એ વાક્યથી તીર્થંકરના જીવો વરબોધિલાભ પછી તો નિયમિતજ પરોપકાર કરવાવાળા હોય છે એમ જણાવે છે. ભગવાન્ શ્રીજિનેશ્વરસૂરિજી પણ શ્રીઅષ્ટકજીની ટીકામાં આ પાઠની ટીકા કરતા વરબોધિ શબ્દનો અર્થ કરતા શ્રીજિનેશ્વર ભગવાનોને અંગેજ 'वरबोधित'

ભાનાય -ને ભગવાન્ મહાવીર મહારાજા હવે અને વ્રતધારીઓની અનુકંપા વગેરે જે આ પ્રશ્નમાં જ કહેવાશે એવા શુભ કર્મોનું આસેવન એટલે લાગલાગટ જે આચરણ તેનાથી વાસિત થયેલો એટલે તન્મયતાને પામેલો અંતર્ગમા છે જેનો એવા હતા શકા કરે છે કે -આવા શુભ કર્મના આસેવનવાળા ભગવાન્ ક્યા સુધી હોય ? એના ઉત્તરમા જણાવે છે કે - વરબોધિનાભથી આરંભીને ઘણા ભવોમા તેઓ શુભ કર્મસેવવાવાળા હતા અને અનેક જ્ઞાનકુનમા ભગવાન્ મહાવીરપણે જ ક્યા

[ આ પાઠને વાચ્યા નાર સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે લાગલાગટ શુભ કર્મ આચરનાળા અને પરોપકારીપણાની નિયમિતતાવાળાજ સમ્યક્ત્વને વરબોધિલાભ કહી શકાય પણ જિનેશ્વર મહારાજનાદ્વતે સમ્યક્ત્વના લાભ માત્રને વરબોધિલાભ કહેવાય નહિ અને આ બધી હકીકત સમજનાર ભગવાન્ જિનેશ્વરો અનાદિથી પરોપકારીપણાવાળાજ હોય છે ' શ્રીજિનેશ્વરનું સમ્યક્ત્વ માત્ર વરબોધિ કહેવાય અને તે સમ્યક્ત્વ ન થયા સુધી તેઓ પરોપકારીપણાના વ્યસનવાળાજ હોય એમ માની શકાય નહિ અને એમ માનવું શાસનશૈલીથી વિરુદ્ધ છે ' એમ સમજી શકશે ]

પ્રશ્ન ૯૮૭ ભગવાન્ જિનેશ્વર મહારાજા જેમ તીર્થ કરપણાને લાવનાર એવું સમ્યક્ત્વ વગેરે પામનાર હોવાથી તીર્થ કર નહિ થનાર બીજા જીવાથી કના વિશિષ્ટ ભવ્યત્વવાળા હોય છે અને તેથી તેમની ભવ્યતા વિશિષ્ટ ભવ્યતા એટલે તથાભવ્યતા કહેવાય છે અને તથાભવ્યત્વ જેમ અનાદિ છે તેવી રીતે પરોપકારીપણાને પણ કારણ રૂપે અનાદિ માનવામા શી અડચણ છે ?

**સમાધાન**-પ્રથમ તો ભગવાન્ મહાવીર મહારાજાએ નયસારના ભવમા સમ્યક્ત્વ પામતા પહેલા અટવીમાથી ભૂલા પડી આવેલા સાધુ મહાત્માની ભક્તિથી જે પરોપકારિતા કરી હતી તેને અંગે 'બધા ભગવાન્ જિનેશ્વરો અનાદિ કાલથી પરોપકારવાળા હોય છે,' એમ મનાવવા કેટલાક તૈયાર હતા અને તે નયસારની કાર્યરૂપ પરો-

मिघालोऽस्ति तस्य गृहे उत्पन्न देवानन्दाया कुक्षाविति આવા ૨૫૫ પાઠોથી દેવાનંદા સોમિલ બ્રાહ્મણની પત્ની હતી એમ જણાવે છે તે કેમ?

**સમાધાન**-તેજ ગાથાઓની ટીકામાં ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી તેનું નામ સ્પષ્ટપણે ઋષભદત્ત જણાવે છે માટે ઋષભદત્તનું બીજું નામ સોમિલ હતું એમ માનવું યોગ્ય છે અને પ્રભુ મલયગિરી મહારાજ પણ આગળજ દેવાનન્દાના ભર્તાર તરીકે ઋષભદત્તને જણાવે છે માટે તે ઋષભદત્તનું બીજું નામ સોમિલ હોય તેમાં નવાઈ નહિ

**પ્રશ્ન ૯૮૧**-જૈન શાસ્ત્રોમાં સર્વસ્થાને અને લૌકિકમાં કૌટિલ્યઆદિ અર્થશાસ્ત્રોમાં જ્યારે સંવત્સરનો અંત આષાઢ શુક્લ પૂર્ણિમાની સાંજે છે એમ કહે છે તો પછી સંવત્સરને અંતે કરાય તે સાંવત્સરિક પ્રતિક્રમણ કહેવાય એવા શાસ્ત્રોમાં સ્થાને સ્થાને જણાવાયેલ વાક્યોને અનુસરીને આષાઢ શુક્લ પૂર્ણિમાએ સંવચ્છરી પ્રતિક્રમણ કેમ નથી કરતા?

**સમાધાન**-સૂર્યાદિ જ્યોતિષ્કોના ચારને હિસાબે યુગને અને આષાઢ શુક્લ પૂર્ણિમાએજ પાંચે વર્ષો બરોબર થવાથી તેમજ કર્મ સંવત્સરનો અંત આષાઢ શુક્લ પૂર્ણિમાએ આવતો હોવાથી જ્યોતિષના હિસાબે બે પ્રકારના વર્ષોનો અંત આષાઢ પૂર્ણિમાએ ગણાય છે પણ શાસનમાં ક્લેશ કષાયોને વોસરાવવા અને તેને માટે જે સંવચ્છરી પડિક્કમણું કરવું તેને અંગે સંવત્સરની પૂર્ણતા ભાદ્રપદના પ્રથમ પર્યુષણમાંજ રાખેલી છે અર્થાત્ જ્યોતિષના વર્ષની સમાપ્તિ કે શરૂઆતની સાથે સંવચ્છરીનો સંબંધ નથી અને આ પ્રમાણેજ દૈવસિક રાત્રિક પાક્ષિક કે ચાતુર્માસિક પ્રતિક્રમણોનો પણ સંબંધ જ્યોતિષ્ક દિન પક્ષ સાથે નથી

**પ્રશ્ન ૯૮૨**-કેટલેક શાસ્ત્રોમાં શ્રાવકોના વર્ણનમાં चाउदसट्ठमुद्दिट्ठपुण्णमासिसु એવો પાઠ આવે છે તો આ અનુક્રમ પૂર્વાનુપૂર્વી કે પશ્ચાનુપૂર્વીના ક્રમથી ભિન્ન હોવાનું કારણ શું?

**સમાધાન**-આ અનુક્રમના ભેદનું કારણ વ્યાખ્યાકારોએ સ્પષ્ટ કહ્યું

નથી છતાં આ જણાવાયેલી માસિક તિથિઓમાં આઠમ અમાવાસ્યા (કલ્યાણક તિથિ) કે પૂર્ણિમા કરતાં ચતુર્દશીનું અધિકપણું –અભ્યર્હિતપણું હોવું જોઈએ કેમકે એમ ન હોત તો અલ્પસ્વરવાળા અષ્ટમી અને ઉદ્દિષ્ટા શબ્દથી ચતુર્દશીને પહેલા મૂકત નહિ, અને ક્રમની અપેક્ષાએ આઠમને પહેલાં ન લેતા ચૌદશને પહેલાં લેત નહિ અને એ ઉપરથી એમ માની શકાય કે આઠમ આદિ તિથિઓ કરતાં ચૌદશની અધિક માન્યતા હોવી જ જોઈએ અને હમેશાં પાક્ષિક તો ચતુર્દશીનું હોવાથી એવો ચતુર્દશીના પ્રાધાન્યને જણાવનાર ચતુર્દશી શબ્દ થયેલો પાઠ હોય તે સ્વાભાવિક જ છે

પ્રશ્ન ૯૯૭–ભગવાન્ શ્રીનેમિનાથજી શ્રીગિરનારજી ઉપર દીક્ષિત થયા કેવલજ્ઞાન પામ્યા અને મોક્ષ પામ્યા છે તો પછી શ્રીસિદ્ધાચલજી ઉપર શ્રીનેમિનાથજી સિવાય તેવીશ તીર્થંકર મહારાજ આવ્યા છે એમ કેમ કહેવાય છે? કેમકે શ્રીગિરનાર શ્રીસિદ્ધાચલજીની પાંચમી ટુંક છે એમ શ્રીશત્રુંજયમાહાત્મ્યમાં સ્પષ્ટપણે જણાવેલ છે

સમાધાન–મૂળ ટ્રંકમાં શ્રીનેમિનાથજી ભગવાનનું આવવું થયું નથી તેથી શ્રીનેમિનાથજી સિવાયના તેવીશ ભગવાનો શ્રીસિદ્ધાચલજી આવ્યા એમ કહેવાય છે

પ્રશ્ન ૯૯૮ અષ્ટમંગલની અંદર મત્સ્યનું યુગ્મ કેમ લેવાય છે? શું મત્સ્ય જાતિ ઉત્તમ છે?

સમાધાન–બત્રીશ લક્ષણમાં જેમ મત્સ્યના આકાર ઉત્તમ ગણાય છે તેવી રીતે સ્વસ્તિકાદિની સ્થાપના માફક મત્સ્યની સ્થાપના ઉત્તમ ગણાય છે કેટલીક આકૃતિઓ જ પદાર્થ ઉત્તમ ન હોય તો પણ ઉત્તમ હોય છે ધ્યાનમાં રાખવું કે ઝાડ અને પર્વતના આકારોની હાથ આદિમાં રેખાઓ ઉત્તમ છે અને યવની રેખા પણ ઉત્તમ છે માટે મત્સ્યના આકારની ઉત્તમતા ગણવામાં અડચણ નથી

પ્રશ્ન–૯૯૯ ભગવાન્ જિનેશ્વર મહારાજ વગેરે જ્યારે આત્માની

સ્થામા નમસ્કાર કરેલો આહાર કરતા હતા પણ ભગવાન્ શ્રીઋષભદેવજી તો ગૃહસ્થપણામા દેવકુરના ફલ ખાતા હતા તો તેઓ પાણી કયુ પીતા હતા ?

**સમાધાન**-ભગવાન્ શ્રીઋષભદેવજી ગૃહસ્થાવસ્થામા ક્ષીરોદધિસમુદ્રનું પાણી પીતા હતા એમ શ્રીપ્રદ્યુમ્નસૂરિજી જણાવે છે

**પ્રશ્ન ૮૦૨**-લલિતાંગદેવની સ્વયપ્રભાદેવી જે પહેલા હતી તેજ નિનામિકા થઇને ફેર સ્વયપ્રભા થઈ છે કે બીજી થઈ છે ?

**સમાધાન**-પહેલાની સ્વયપ્રભા હતી તેજ નિનામિકા અને તેજ ફેર સ્વયપ્રભા થયેલી જણાય છે

**પ્રશ્ન ૮૦૩**-શ્રેયાસકુમારે જાતિસ્મરણ મેળવ્યુ તેથી પોતાના ભવોને જાણે પણ ભગવાનના ભવો શી રીતે જાણે ?

**સમાધાન**-શ્રીપ્રદ્યુમ્નસૂરિજી શ્રીશ્રેયાસકુમારને જાતિસ્મરણની સાથે અવધિજ્ઞાન પણ જણાવે છે માટે ભગવાનના ભવો જાણવામા પણ અડચણ નથી

**પ્રશ્ન ૮૦૪** પ્રતિક્રમણ અધ્યયન ઔદયિકભાવમાથી ક્ષાયોપશમિક ભાવમા આવવાને અગે છે તો તેમા ઇચ્છામિ પડિક્કમિઉ અને ઇરિયાવહિયા વગેરે સૂત્રો તો વ્યાજબી છે પણ કરેમિ ભતે ? એ સામાયિક-સૂત્ર અને ચત્તારિમગલ વગેરે સૂત્રો શા માટે બોલાય છે ?

**સમાધાન**-પડિક્કમણુ અધ્યયનને પ્રસગે સામાયિકસૂત્ર બોલીને જે સામાયિકનુ સ્વરૂપ રાગ અને દ્વેષને અગે સમભાવ રૂપ છે તે ન કર્યું હોય અથવા રાગદ્વેષ કર્યો હોય તેના તથા સામાયિકને મોક્ષનુ કારણ ન માન્યુ હોય કે અસમભાવ જે રાગદ્વેષની પરિણતિ તેને સામાયિક રૂપ માની હોય તે બાબત સામાયિકસૂત્રથી પડિક્કમણુ કરવાનુ છે તેવી રીતે અરિહતભગવાનઆદિચારમા મગલપણાની બુદ્ધિ ન રહી હોય અથવા અમગલપણાની બુદ્ધિ થઈ હોય તેનુ પડિક્કમણુ કરવા માટે તે સૂત્રો પ્રતિક્રમણ અધ્યયનમા રાખેલા છે જુઓ આ૦ ૧૧ ૫૭૦

**પ્રશ્ન ૮૦૫**-શ્રાવકને હિંસાદિને અંગે કથંચિત્ દ્વિવિધત્રિવિધ એટલે મન વચન અને કાયાએ કરવું કરાવવું નહિ એવા પચ્ચક્ખાણ હોય પણ મિથ્યાત્વની અપેક્ષાએ કેવા પચ્ચક્ખાણ હોય અને તે કેવી રીતે ?

**સમાધાન**-શ્રમણોપાસકને અગિયારમી પ્રતિમા વેળા અપ્રાપ્ય વસ્તુને અંગે અણુવ્રતાદિમાં કોઈ તિવિહંતિવિહેણ એવા પચ્ચક્ખાણ હોય બાકી તો અણુવ્રતાદિમાં દુવિહંતિવિહેણ એવાજ એટલે મન, વચન અને કાયાથી કરે અને કરાવે નહિ એવા પચ્ચક્ખાણ હોય પણ મિથ્યાત્વની અપેક્ષાએ તો મન વચન અને કાયાથી કરવું નહિ કરાવવું નહિ અને અનુમોદવું નહિ એમ ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણ હોય છે તે આ પ્રમાણે -

૧ મનથી બૌદ્ધ આદિ ધર્મ સારો છે ' એમ માને નહિ

૨ વચનથી સારો છે એમ કહે નહિ

૩ કાયાથી વગર પ્રયોજને તેઓનો સંબંધ કે સમાગ કરે નહિ

૪ મનથી અમુક બૌદ્ધાદિ ધર્મમાં જાઉં એમ વિચારે નહિ

૫ વચનથી તું બૌદ્ધાદિ ધર્મમાં જા એમ કહે નહિ

૬ કાયાથી બૌદ્ધાદિને અર્પણ કરે નહિ

૭ કોઈ બૌદ્ધાદિ ધર્મમાં જતો હોય તો તેને મનથી અનુમોદે નહિ અને મૌન ન રહે

૮ વચનથી સારૂં કરવા માંડયું કે કર્યું એમ ન કહે

૯ કાયાથી એ બૌદ્ધાદિધર્મમાં જતા તરફ નિરસ્કાર દર્શક નખછોટિકાદિ આપે આ પ્રમાણે શ્રાવક મિથ્યાત્વથી ત્રિવિધ ત્રિવિધ વિરતિ કરાય

**પ્રશ્ન ૮૦૬**-શૂલઆદિના રોગોના નાશનો અને સંસારના દુઃખોના નાશનો વિચાર થાય તે અનિષ્ટના વિયોગરૂપ અને વેદનાના વિયોગરૂપ આર્તધ્યાન કેમ ન કહેવાય ?

**સમાધાન**-રાગાદિને આધીન થઈ દવા થાય વગેરે તો જરૂર આર્ત ધ્યાન ગણાય પણ જ્ઞાનાદિની વૃદ્ધિઆદિ માટે દવા કરે તો અલ્પસાવદ્ય કે અસાવદ્યહોવાથી ધર્મધ્યાન ગણાય અને તપ સંયમ તો

સ્વરૂપજ જે' જુઓ ધ્યાનશતક ગાથા ૧૧-૧૨

**પ્રશ્ન ૮૦૭**–બાવીશ તીર્થંકરના શાસનમા છેદોપસ્થાપનીયચારિત્ર નહોતુ પણ ફક્ત સામાયિક ચારિત્રસાધુઓને હતુ તો પછી તેઓમા ચાર મહાવ્રતોનો ઉચ્ચાર ક્યારે થતો હશે ?

**સમાધાન**–પહેલા અને છેલ્લા તીર્થંકરમહારાજના શાસનમા છેદોપસ્થાપનીય નામનુ ચારિત્ર હોવાથી દીક્ષા વખતે માત્ર સામાયિકચારિત્ર અપાય અને પછી ષડ્જીવનિકાય અધ્યયનના પઠન અને યોગ થવાથી નિરતિચાર ચારિત્ર હોય છતા તે પર્યાય છેદીને મહાવ્રતોનો આરોપ થાય છે પણ બાવીશ ભગવાનના શાસનમા છેદોપસ્થાપનીયચારિત્ર ન હોવાથી સામાયિકચારિત્રની સાથેજ ચાર મહાવ્રતો સ્થાપન કરતા હતા ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી તે માટેજ આવ૦ ૫૨૩ મા જણાવે છે કે मध्यमा सामायिक संयममुपदिशन्ति, यदैव सामायिकमुच्चार्यते तदैव व्रतेषु स्थाप्यते અર્થાત્ બાવીશ તીર્થંકરના સાધુઓ સામાયિકચારિત્રનો ઉપદેશ આપે છે જ્યારે સામાયિકચારિત્ર ઉચ્ચરાય ત્યારેજ વ્રતોમા સ્થાપન કરાય છે આજ કારણથી પુંડરીક રાજ્યઋદ્ધિનો ત્યાગ કરી કંડરીકનો સાધુપણાનો વેષ લઇ પ્રાણાતિપાતાદિ ન કરવાની પ્રતિજ્ઞા કરે છે આ વાત જ્ઞાતાધર્મકથાસૂત્રમા કહેલી છે

**પ્રશ્ન ૮૦૮**–દિવસને અંતે કરાય તે દૈવસિક અને રાત્રિને અંતે કરાય તે રાત્રિક પ્રતિક્રમણ કહેવાય છે અને શાસ્ત્રકારો પણ अन्तो अहो निसस्स य એમ આવશ્યકનો અર્થ દેખાડતા જણાવે છે તો પછી પક્ષને છેડે કરાય તે પાક્ષિક ચાતુર્માસને છેડે કરાય તે ચાતુર્માસિક અને વર્ષને અંતે કરાય તે વાર્ષિક એટલે સાંવત્સરિક એમ વ્યુત્પત્તિથી પક્ષને અંતે, પૂનમે પાક્ષિક ચોમાસાને અંતે ચઉમાસી, વર્ષને અંતે વાર્ષિક એટલે પૂનમેજ પક્ખી ચઉમાસી અને સંવચ્છરી થવા જોઇએને ?

**સમાધાન**–આચાર્ય મહારાજ શ્રીહરિભદ્રસૂરિજી આવ૦ ૫૬૩ મા

હોય કે તેવી રીતે ક્ષયોપશમિક સમ્યક્ત્વવાળા મરણ પામતા જો એકેંદ્રિય આદિમાં જાય તો તેને પણ સમ્યકત્વ હોય કે નહિ ? અને ન હોય તો ન હોવાનું કારણ શું ?

સમાધાન–ઔપશમિક સમ્યકત્વવાળાનું મિથ્યાત્વ રસ અને પ્રદેશ એમ બે પ્રકારે શમી ગયેલું છે તેથી તેવાળાને અનંતાનુબંધીનો ઉદય થયા છતાં મિથ્યાત્વનો ઉદય થતાં વાર લાગે છે ને તેના ઉદયના આંતરામાં જે વખત હોય તેમાં સારવાદનસમ્યકત્વ હોય અને તે એકેન્દ્રિયઆદિમાં ઉત્પન્ન થતી વખત હોઈ શકે પણ ક્ષાયોપશમિકસમ્યકત્વવાળાને તો મિશ્ર આવે પુદ્ગલો વેદાતા હોવાથી અનંતાનુબંધીના ઉદયની સાથેજ મિથ્યાત્વનો ઉદય થઈ જાય છે માટે ક્ષાયોપશમિકવાળાને સાસ્વાદનસમ્યકત્વ ન હોય શ્રી મલયગિરિજી કહે છે अस्मान्त्वेव अद्यन्तो द्वाद्रियादिषूपचन्ते, नान्यस्मात्, अन्यतो झगिति मिथ्यात्वप्राप्त्या पराग्लिकाकालाभावात् આ એકમ ક્ષાયોપશમિકવાળાને મિથ્યાત્વજ થાય છે એ વાત એકેંદ્રિ આદિ અને તેના ઔપશમિકના પડવાને આશ્રી છે છતાં કર્મગ્રંથ બીજો પણ તે વાત લગાડીને માને કે મરીને નરકમાં જનારો જીવ ક્ષાયિક કે ઔપશમિકવાળો હોય તોજ સમ્યકત્વ સાથે લઈ જાય પણ ક્ષાયોપશમિકવાળો સાથે લઈ જાય નહિ અને તેથી તેઓ નારકીમાં જે સમ્યક્ત્વ સાથે પાંચ નરકો સુધી જવાનું થાય છે તે વિશેષે ઔપશમિક સમ્યક્ત્વની અપેક્ષાએ માને છે ક્ષાયિકવાળો તો ત્રણ નરક સુધીનોજ જવાનો હોય છે

પ્રશ્ન ८१૩ ક્ષાયોપશમિક અને વેદક એ બે સમ્યક્ત્વ જ્યારે સમ્યકત્વમોહનીયને વિપાકથી વેદવાવાળાં છે તો પછી જુદાં કેમ ગણ્યાં ?

સમાધાન–બંનેમાં સમ્યકત્વમોહનીયનું વેદન તો વિપાકથી છે પણ ક્ષયોપશમિકસમ્યક્ત્વમાં અનુદય અને ઉપરાંત એવું મિથ્યાત્વ અને મિશ્રમોહનીય છે પણ વેદકમાં તો મિથ્યાત્વ અને મિશ્ર હોતા નથી માટે [illegible]ને ક્ષયના ભિન્નપણાની માફક

અને વે કનુ ભિન્નપણુ માનવુ વ્યાજબીજ છે

પ્રશ્ન ૮૧૪-ક્ષાયોપશમિક અને વેદકસમ્યક્ત્વમાં શોધેલા પણ મિથ્યાત્વના પુદ્ગલો વેદાય છે અને તેને લીધેજ તે ક્ષાયોપશમિક અને વેદક કહેવાય છે તો પછી ઔદયિક કેમ ન કહેવુ ?

સમાધાન-શોધેલા મિથ્યાત્વપુદ્ગલોનો ઉદય હોવાથીજ ક્ષાયોપશમિક ગણાય અને તેથી તે ઔદયિક ન ગણાય અને તેથી મિશ્રપણ ઔદયિકમા ન ગણવુ

પ્રશ્ન ૮૧૫-ગણધરમહારાજ અંગપ્રવિષ્ટની રચના કયા અનુક્રમે કરે ?

સમાધાન-ગણધરમહારાજ દીક્ષા લીધા પછી ત્રિલોકનાથતીર્થંકર મહારાજને એક વખત ત્રિણ કરી ખમાસમણથી પાદપતિત થઈ 'किं तत्त' એ પ્રશ્ન કરે અને ત્રિલોકનાથ ઉત્તર આપે કે 'उपन्नेइ वा', પછી બીજી પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ બીજી વખત 'किं तत्त' એમ પૂછે ત્યારે ભગવાન 'विगमेइ वा' એમ કહે અને ત્રીજી વખત પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ 'किं तत्त' એમ પૂછે ત્યારે પ્રભુ 'धुवेइ वा' એમ કહે આવી રીતે થયેલા ત્રણ પ્રશ્નોત્તરોને નિષદ્યા કહેવાય છે અને તે ત્રણ નિષદ્યાથી તે ગણધર મહારાજાઓને ગણધર નામકર્મનો ઉદય થાય અને ઉત્કૃષ્ટ એવા મતિ અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય પછી પ્રથમ ગણધરમહારાજાઓ ચૌદપૂર્વોની રચના કરે અને સર્વરચનામા પહેલી રચના પૂર્વોની થાય છે માટેજ તેને પૂર્વ એવુ નામ અપાયુ છે ને પૂર્વગત સૂત્રોને અધ્યયન કરવાની અનુકૂલતા પડે માટે જેમ વ્યાકરણશાસ્ત્રોમા પ્રથમ સંજ્ઞા વગેરે પ્રકરણો કરવા પડે છે તેમ પરિકર્મ અને સૂત્રોની રચના કરવી પડે છે પછી 'પૂર્વોની વ્યાખ્યા શૈલી આદિને માટે વર્તમાનસૂત્રોની વ્યાખ્યા માટે જેમ અનુયોગદ્વાર ગણાય છે તેવી રીતે પૂર્વાનુયોગની રચના ગણાય (અને જેમ દશવૈકાલિક આચારાંગ યાવત્ પચ્ચક્ખાણ(?) વિગેરે આદિ સૂત્રોમા ચૂલિકાઓ હોય છે તેવી રીતે પૂર્વગતના અંતમા તે તે પૂર્વોને અંગે જે ચૂલિકાઓની જરૂર હોય તે રચાય જો કે ચૂલિકા વસ્તુ દરેક પૂર્વની જૂની જૂની

છે અને તે તે પૂર્વની સાથેજ તે તે પૂર્વની ચૂલિકા છે પણ જેમ આચારાંગ અઢારહજાર પદવાળું માન્યું તેમાં માત્ર પ્રથમ શ્રુતસ્કંધનું જ માન લીધું તેવી રીતે પૂર્વોનું માન વિગેરે ચૂલિકા વસ્તુ સિવાય લીધેલું હોય ને ચૂલિકા નામનો દૃષ્ટિવાદનો પાંચમો ભેદ ગણાય છે આ ઉપરથી શ્રુતજ્ઞાનના વીશ ભેદોનું વર્ણન કરતાં પરિકર્મ અને પરિકર્મસમાસ અને ચૂલિકા ચૂલિકાસમાસ એવા ભેદો કેમ ન ગણ્યા ? એવી શંકાને સ્થાન નહિ રહે કેમકે તે બધા પૂર્વગતને અંગે રહેલા છે અને વસ્તુ પ્રાભૃત વગેરે રૂં અને પૂર્વના પેટા ભેદો તો વીશ ભેદમાં ગણેલાજ છે અર્થાત્ બારમું આખું અંગ જે દૃષ્ટિવાદ તે બધું ચૌદપૂર્વને અવલંબીને રહેલું છે અને તેથી એક બે ત્રણ કે ચૌદ પૂર્વધરની હકીકત શાસ્ત્રોમાં આવે છે પણ પરિકર્મધર સૂત્રધર પૂર્વાનુયોગધર કે ચૂલિકાધર વગેરે હકીકત આવતી નથી આવી રીતે દૃષ્ટિવાદની રચના થયા પછી સ્ત્રીઓ અને અલ્પબુદ્ધિ વાળાઓ માટે આચારાંગ આદિ અંગોની રચના કરાઇ છે આ વસ્તુ બારીક દૃષ્ટિથી વિચારાશે તો માલૂમ પડશે કે અંગોમાં જે જે વિશેષતાનો ઉલ્લેખ તરીકે ના તેમાં ગણધરપદવી પછીના પણ ઉદાહરણો મળવા પછી ગણધરોજ ગૂંથે કે એ તો તીર્થસ્થાપન વખતે રચેલ અંગોમાં આ ઉદાહરણો હતા એમ માનવાની ફરજ પડે તેમ નથી

**પ્રશ્ન ૮૧૬**–શ્રીકૃષ્ણ મહારાજે દીક્ષા લેવા તૈયાર થયેલાને ન રોકવો એવું મનથી ધારેલ કે અભિગ્રહ કરેલ ? અને ક્યા પ્રસંગને લઇને અભિગ્રહ લીધેલો ? અને એવો અભિગ્રહ કર્યો છતાં તે અવિરતિ કેમ ગણાય ?

**સમાધાન**–બાલબ્રહ્મચારી ત્રિલોકનાથ શ્રીનેમિનાથજી મહારાજના મુખારવિંદથી મહારાજા ભરતચક્રવર્તીએ જે પોતાને આધીન એવા કુટુંબની અને બાહુબલિજી જેવા સામા પડેલા કુટુંબની દીક્ષાની અનુમોદના અને અનુમતિ આપેલી હતી તે વાત સાંભળીને શ્રીકૃષ્ણમહારાજાએ પણ અભિગ્રહ કર્યો હતો કે 'કોઇપણ મારો વહાલો કે શત્રુ હશે' પણ જો દીક્ષા લેવા તૈયાર થશે તો હું તેનો નિષેધ નહિ કરું અને અનુમોદના કરીશ તથા અનુમતિજ આપીશ નાયનાગને મહેલે પોતાના દુનિયાદારી

ભવથી એમ લાગશે કે વહાલાની અનુમોદના કે અનુમતિનો નિષેધ ન કરવા આદિનો અભિગ્રહ ઠીક ગણાય પણ શત્રુની દીક્ષાને અંગે અનુમતિ હોય નહિ અને જરૂર પણ ન હોય તો તેના અભિગ્રહની જરૂર શી? પણ આ વિચાર કરવા પહેલા વ્યાવહારિક લોકવૃત્તિ કરતા પણ રાજવૃત્તિ જુદી ચીજ છે ગામ અને દેશો લૂટ્યા હોય અનેક વિશ્વાસઘાતના કાર્યો કર્યા હોય અનેક વહાલામા વહાલા ગણેલા કુટુમ્બીઓ કે અન્ય મનુષ્યોને માર્યા હોય તો પણ તેના વિરોધને વોસરાવવો વૈરવાળાની વૃત્તિને દાબી દેવી કરેલા નુકશાનને ખમી ખાવુ આભર અને આજ્ઞા ખંડનના ઘાને પણ ન થયો ગણવો એટલુ નહિ પણ તેવા મનુષ્યના આ દીક્ષાના કાર્યને અનુમોદવુ અને અનુમતિ આપવી એ ઘણીજ મુશ્કેલ લાગે બાહુબલજીની દીક્ષા વખતે ભરત મહારાજના ઉદ્ગારો ખરેખર તે દશાને સૂચવે છે માટે મિત્ર કરતા પણ રાજવીઓને શત્રુઓની દીક્ષાની અનુમોદના અને અનુમતિ બહુ મુશ્કેલીવાળી છે વળી અભિગ્રહ કરવાથી અવિરતિ ઓળગાતી નથી ગુરૂ અને દેવના વૈયાવૃત્યનો તો સ પણ દિને નિયમ હોયજ શ્રી કૃષ્ણમહારાજે ચોમાસામા ધર્મ કાર્ય સિવાય બહાર નહિ નીકળવાનો નિયમ લીધા અને પાળ્યો છે છતા તે અવિરતિપણુ છે એ હિસાબે તેઓએ અણુવ્રત નહિ ઉચરેલા હોવાથી એવા અભિગ્રહો છતા અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણઠાણેજ ગણાય છે એક વાત એ પણ આ સ્થાને વિચારવાની છે કે શાસ્ત્રકારો અનુમતિની જરૂર માત્ર સોળ વર્ષની વય સુધીજ ગણે છે તો મિત્ર કે શત્રુપણાનો સબધ તો તેથી અધિક ઉમ્મરવાળાને અગેજ હોય તો તેમા પ્રતિબધ કે અનુમતિને સ્થાનજ ક્યા છે? પણ માતાપિતાને અગે અનુમતિની જરૂર સોળ વર્ષ સુધીની છતા રાજાનું સ્વામીપણુ તેના રાજ્યની હદમા રહે છે અને તેની હદમા તેની મરજી વિરૂદ્ધ કરવામા અસ્ત ગણવામા આવે છે અને એજ કારણથી શ્રાવકના ત્રીજા વ્રતના અતિચારોમા ચૌરપ્રયોગ વગેરે અતિચારો કહ્યા છતા વિરૂદ્ધ રાજ્યાતિક્રમણને અતિચાર ગણ્યો એ અપેક્ષાએ શ્રીઆર્યરક્ષિત સૂરિજીની દીક્ષા રાજાના ભયથી અન્યત્ર જઈને કરવામા આવી તેથી પણ શૈક્ષનિષ્ફેટિકાના દોષવાળી ગણાઈ છે

**પ્રશ્ન ૮૧૭**–પર્યુષણાકલ્પસૂત્ર શ્રીભદ્રબાહુસ્વામી શ્રુતકેવલિકૃત છે એમ કહેવાય છે અને મનાય છે પણ જો તે શ્રીપર્યુષણાકલ્પસૂત્ર શ્રીભદ્રબાહુ શ્રુતકેવલીજીએ કરેલ હોય તો તે શ્રીકલ્પસૂત્રમા શ્રીમાન્ શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ સુધીની ૫૮ પરંપરા કેમ? અર્થાત્ શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણની પછી આ કલ્પસૂત્ર રચાયું એમ માનવું શું વ્યાજબી નથી?

**સમાધાન**–શ્રીપર્યુષણાકલ્પસૂત્રની રચના તો શ્રીગણધરમહારાજાઓએ ચૌદપૂર્વની રચના કરી ત્યારે નવમા પૂર્વમા શ્રીપર્યુષણાકલ્પ તરીકે કરી અને ભગવાન્ શ્રીભદ્રબાહુસ્વામીજીએ જ્યારે શ્રી શાસ્ત્રસ્કંધનો ઉદ્ધાર કર્યો ત્યારે તે પર્યુષણાકલ્પને દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયનપણે ઉદ્ધર્યું એટલે શ્રીપર્યુષણાકલ્પમા જે જિનચરિત્ર અને સામાચારીની રચના તે તો શ્રીગણધર અને શ્રીભદ્રબાહુસ્વામી સુધી અને યાવત્ શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ સુધી પણ સરખીજ છે પણ બીજી વાચના જે સ્થવિરાવલીની વાચનાની છે તેમા ગણધર સુધી ગણધરોની ભદ્રબાહુજી સુધી ભદ્રબાહુજી સુધીના સ્થવિરોની અને પુસ્તકારોહણ કરતી વખતે શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ સુધી સ્થવિરાવલી તેમા આવી છે તેથી શ્રીકલ્પસૂત્ર મૂલથી શ્રીગણધરોનું એનું શ્રીભદ્રબાહુશ્રુતકેવલીનું ઉદ્ધરેલું અને શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજીનું લખેલું છે એમ માનવામા અનન્તાર્થપણું વગેરે બધું ઘટાડી શકાય છે સહેજે સમજી શકાય તેવી હકીકત છે કે સાધુઓને સર્વકાલે ચોમાસાનું અવસ્થાન કરવું યોગ્ય જ હતું અને તે કરતી વખતે શ્રીજિનેશ્વરોનું વૃત્તાંત ગણધરોનું વૃત્તાંત અને ચોમાસાની સામાચારીનું વર્ણન વ્યાજબીજ છે તો પછી સર્વકાલે કલ્પની કર્ણીયતા અને આ યતામા શ્રદ્ધાસંપન્નોને આશંકા આવે તેમ નથી એટલે બુદ્ધિમાનોમા ખપાવવાને નામે શ્રદ્ધારહિત કહેવા ઇચ્છનારાઓથી સાવચેત રહેવું એજ આવશ્યક છે

**પ્રશ્ન ૮૧૮**–આચારાંગઆદિ સૂત્રોની જે નોંધ શ્રીસમવાયાંગજી, નંદી સૂત્ર વગેરેમા જણાવેલી છે તેમા અનન્તાગમા અનન્તાપર્યાયો અનન્તા ભાવો આદિ જે જણાવ્યું છે તે અનન્તાગમા વગેરે આખાસૂત્રના મળીને ગણવા કે એકેક સૂત્રમા ગણવા?

મોહનીય કર્મ બધ કરે દીક્ષાને તોડાવવાથી બધાય છે ?

સમાધાન-શ્રીસમવાયાગસૂત્રમાં મહામોહનીયકર્મ બાધવાના ત્રીશ સ્થાનકો બતાવ્યા છે તેમા જેવી રીતે દીક્ષા લેવાને તૈયાર થયેલા કે દીક્ષિતથયેલાને બલાત્કારે સાધુ ધર્મથી ચ્યુત કરવામા મહામોહનીયકર્મનો બધ કહ્યો છે તેવીજ રીતે ગણધરાદિક પુરૂષોની હિસા-હત્યા કરવાથી પણ મહામોહનીયકર્મનો બધ કહેલો છે એટલે મહામોહનીય રૂપી સરખા ફલની અપેક્ષાએ તે કારણને સરખા ગણ્યા છે અને તેથી પ્રવ્રજ્યાનુ તોડવુ અને ગણધરાદિનુ હણવુ એ સરખા ગણ્યા છે આ બાબત ત્રીશ મોહ નીય સ્થાનકવાળો આખો સમવાયાગજીનો અધિકાર વાચવા અને સમજવાથી ખુલાસો થઈ શકે તેમ છે

પ્રશ્ન ૮૨૩-સગાઈ સ્નેહના સબધને લીધે મોહનીયના જોરે કોઈ મનુષ્ય કોઈ મનુષ્યને દીક્ષા લેતા રોકે તો તેને મહામોહનીયકર્મનો બધ થાય કે નહિ ?

સમાધાન-જો કે સમવાયાગજીમા મહામોહનીયના કારણો જણાવતા તો દીક્ષા થાય કે થયેલી હોય તેનો બલાત્કારથી ભગ કરવામાં મહા મોહનીયનો બધ થાય એમ માત્ર જણાવે છે એટલે સગાસબધી પોતાના સબધને લીધે દીક્ષા તોડાવે તો મહામોહનીય નજ બધાય કે બધાયજ એવુ એકાંત શ્રીસમવાયાગસૂત્રના અક્ષરોના આધારે કહી શકાય નહિ પણ મોક્ષમાર્ગની કિમત કરતા સસાર માર્ગની કિંમત વધારે આકે તોજ એ સગાસબધી પણ દીક્ષાથી વિરૂદ્ધ થઈ શકે અને તેનુ પરિણામ શુ આવે એ સમજવુ મુશ્કેલ નથી આજ કારણથી જમાલિ વગેરેની માતા વગેરેને અંગે ચગર ઈચ્છાએ પણ દીક્ષાની અનુમતિ આપી છે ધ્યાન રાખવુ કે લેણદારને દાવો કરવો પડે તે દેણદારનીજ નાલાયકી છે તેવી રીતે નાલાયકોને દીક્ષા લેવી પડે તે સગાઓની ધર્મ ભાવનાનીજ ખામી છે

પ્રશ્ન ૮૨૪-પોતે પહેલા વાસુદેવ થવાના હતા, ચક્રવર્તી થવાના હતા છેલ્લા તીર્થકર થવાના હતા એ વાત ભગવાન શ્રીઋષભદેવજી

દ્વારા જણીને હર્ષ આવ્યો તેમા અભિમાન કેમ ગણ્યુ ? અને નીચ ગોત્રનો બધ કેમ ગણ્યો ?

**સમાધાન**-પ્રશ્નકારે પ્રથમ તો એ સમજવુ જરૂરી છે કે પોતાને ઉત્તમ જાતિ કુલ કે બલઆદિ પ્રાપ્ત થયા સિવાય તો અભિમાન થતો નથી અને નીચગોત્ર બધાવાનુ બનતુ નથી પણ પોતાને પ્રાપ્ત થયેલ ઉત્તમ જાતિઆદિને અગે બીજાઓને તેવી જાતિઆદિ ન હોવાને લીધે અધમ જાહેર કરવા કે એ ઉત્તમ જાતિઆદિવાળા નથી એમ જાહેર કરવા તેજ અભિમાન કહેવાય અને એવુ અભિમાન મરીચિએ કર્યું, છે માટે તેને નીચગોત્રનો બધ થાય તેમા નવાઇ શી ?

**પ્રશ્ન ૮૨૫**-ત્રેમાં શનાકાપણાને અગે કુલની ઉત્તમતા જણાવતી એ શુ અભિમાન કહેવાય ? અને તેનાથી નીચગોત્ર બધાય ?

**સમાધાન**-ભગવાન્ અરિહતાદિકની પોતાના કુલમા ઉત્પત્તિ થઇ હોય તેથી પણ જેઓ પોતાના કુલને ઉત્તમ ગણાવી બીજાને હલકા ગણા વવા માગે તો તેમ કરવા માગનાર પણ જરૂર અભિમાનવાળો ગણાય અને તેને નીચગોત્રનો બધ થાય

**પ્રશ્ન ૮૨૬**-મરીચિએ જ્યારે શ્રીતીર્થકરાદિને અગે પોતાના કુલની ઉત્તમતા જણાવી ત્યારે અભિમાન કર્યું ગણાયુ અને નીચગોત્ર બધાયુ તો પછી ત્રિશલાજીએ ભગવાન્ ગર્ભમા સ્થિર રહીને પછી ચાલ્યા ત્યારે પોતાને ત્રિભુવન મા ય પણુ અને ભાગ્યશાલીપણુ જણાવ્યુ છે તે અભિમાન કેમ ન ગણાય ?

**સમાધાન** ત્રિશલાજીએ ત્રિભુવન માન્યપણુ આદિ કહ્યુ છે તે પોતાના કુલની ઉત્તમતા કે બીજાના કુલની અધમતા માટે નથી ,પણ ગર્ભના સ્થિરપણાની વખતે થયેના શોકના બદલા તરીકે છે અર્થાત્ તે માત્ર પોતાને ઇષ્ટ-વિયોગ થયો નથી પણ ઇષ્ટ સબધ ચાલુજ છે એમ જણાવવા પૂરતુજ છે

**પ્રશ્ન ૮૨૭**-મરીચિને પણ શ્રીત્રિશલાજી માફક ઇષ્ટ સબધ જણા

**સમાધાન**-શ્રીસ્થાનાગસૂત્ર તથા સૂર્યપ્રજ્ઞપ્તિઆદિસૂત્રો અને જ્યો તિષ્કરંડકઆદિ પ્રકરણોને અનુસારે સાફ સાફ જણાય છે કે બીજ પાચમ આદિ પર્વતિથિઓનો ક્ષય હોઇ શકે છે પણ તિથિઓની વૃદ્ધિ થવાનો પ્રસગ ઓછો છે છતા ક્ષય અને વૃદ્ધિના પ્રસગો નિયત છે

**પ્રશ્ન ૮૩૪** શ્રીજૈનશાસ્ત્ર પ્રમાણે બીજઆદિ તિથિઓનો ક્ષય થાય છે અને વર્તમાનમાં લૌકિકટીપણાને આધારે ચાલવાનું હોઇને બીજ આદિ તિથિઓની વૃદ્ધિ પણ અનિયતપણે થાય છે તો તે બીજઆદિ પર્વતિથિની આરાધના (આરાધક ક્રિયા) શું ઉડાડી દેવી અને બેવડી કરવી ?

**સમાધાન**-પર્વતિથિનો ક્ષય હોય તોપણ પર્વાનુગમની ક્રિયાનો નાશ ન થાય તે ક્રિયાને ઉડાડી દેવાય નહિ તેમજ પર્વતિથિની વૃદ્ધિ હોય તો તેથી પર્વતિથિની ક્રિયાની વૃદ્ધિ પણ ન થાય એટલે કે તે ક્રિયા બેવડી કરાય નહિ અને તેથીજ વાચકવર શ્રીઉમાસ્વાતિજી મહારાજના પરપરાગત સન્દેશ શાસ્ત્રકારો સ્થાને સ્થાને જણાવે છે કે **क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा** અર્થાત્ બીજઆદિ પર્વતિથિનો ક્ષય હોય તો પહેલાની તિથિને પર્વતિથિ તરીકે માનવી અને વૃદ્ધિ હોય તો ઉત્તરતિથિને (બીજી તિથિને) પર્વતિથિ તરીકે માનવી

**પ્રશ્ન ૮૩૫** જ્યારે બીજઆદિનો ક્ષય હોય એ અરસામા શ્રીઉમા સ્વાતિ વાચકવરના વચન પ્રમાણે પહેલાની પડવા તિથિઆદિમા બીજ આદિ પર્વતિથિની ક્રિયાની આરાધના કરી લેવી એ માની લઈએ પણ બીજઆદિ પર્વતિથિના ક્ષયે તેની પહેલાની પડવાઆદિ અપર્વતિથિનો ક્ષય કેમ માનવો ?

**સમાધાન**-ધ્યાન રાખવાની જરૂર છે કે જે જે પર્વતિથિ બીજઆદિની આરાધના તપઆદિથી કરાય છે તે તે પર્વતિથિ મહારાજ કે મહારના પ્રતિક્રમણમા પચ્ચક્ખાણના વખતથીજ લેવાય છે અને બીજી તિથિના સૂર્યોદયના સમય સુધી લેવાય છે માટે જો બીજઆદિના ક્ષયે પડવા ) આદિની મા ા ી ને ત્રીજ આદિના સૂર્યોદય સુધી બીજઆદિ

માની લઇએ તો પછી પડવાઆદિ તિથિનો ક્ષય માનવોજ પડે

પ્રશ્ન ૮૬-બીજઆદિ તિથિનો ક્ષય હોય ત્યારે તેને પહેલે દિવસે પડવો આદિ પણ માનીએ અને ક્ષય થયેની પર્વતિથિ જે બીજઆદિ છે તે પણ માનીએ અર્થાત્ પડવાઆદિને દિવસે પડવોઆદિ પણ માનીએ અને ક્ષયપણાને પામેલી બીજઆદિ પર્વતિથિ પણ માનીએ તો હરકત શી? એટલે બીજઆદિ પર્વતિથિઓના ક્ષયે તેના પહેલાની તિથિ પડવોઆદિનો ક્ષય મનાય છે તેના કરતા તે પડવોઆદિતિથિઓ જે ઉદય વાળી છે તે પણ માનવી અને બીજઆદિ પર્વતિથિઓ અનુદય વાળી હોવાથી ક્ષીણ થયેલી છે તે પણ માનવી એમા હરકત શી?

સમાધાન-મહાનુભાવ! બીજઆદિ પર્વતિથિનો ક્ષય થયો હોય ત્યારે પડવોઆદિતિથિ ઉદયવાળી છે માટે તેનો ક્ષય ન માનવો અને બીજ આદિ પર્વતિથિ ઉદયવિનાની છે તેની આરાધના માનવી તો પછી આખી બીજઆદિ પર્વતિથિને અંગે જેને સચિત્તત્યાગ શીલપાલન એટલે કે વિષય (અબ્રહ્મ) ત્યાગઆદિનો નિયમ છે તેવો નિયમ તેવો પ્રતિબંધ પડવાઆદિ તિથિઓને અંગે નથી તો તે મનુષ્ય બીજઆદિના હિસાબે પડવા આદિના દિવસે નિયમ ન પાળે તો તેનું પ્રાયશ્ચિત્ત કેમ દેવાય વળી બીજઆદિનો ભોગવટો શરૂ થયો નથી અને છતા પડવાઆદિ નવામનના હિસાબે છે તો તે વખતનું પ્રાયશ્ચિત્તઆદિ કેમ અપાય? અર્થાત્ તે ભિન્નપૃથીઓ પણ સત્તાથી એની પર્વતિથિ માને છે

પ્રશ્ન ૮૭-આરાધના કરનાર મનુષ્ય બીજઆદિ પર્વતિથિનો ક્ષય હોય તોપણ તેની પહેલાની પડવાઆદિક અપર્વતિથિમા આખી બીજઆદિ પર્વતિથિનીજ આરાધના કરે પણ ક્ષય કઇ તિથિનો?

સમાધાન-તમારા કથન પ્રમાણેજ બીજઆદિ પર્વતિથિના ક્ષય વખતે પડવોઆદિ અપર્વતિથિને પર્વતિથિપણેજ આરાધે પણ તે પડવોઆદિને અપર્વ તરીકે ગણીને તેમા અપર્વમા થતી પ્રવૃત્તિ જેવી પ્રવૃત્તિ કરી શકેજ નહિ તો પછી સ્પષ્ટ થયુ કે બીજઆદિ પર્વતિથિના ક્ષયે તેની પહેલાની પડવોઆદિ અપર્વતિથિનો ક્ષયજ થયો

પ્રશ્ન ૮૩૮–બીજઆદિ પર્વતિથિના ક્ષયને ક્રમ ગે પડવેઆદિ અ ર્વ તિથિને અપર્વતિથિ તરીકે ન માની અને તે આખી પડવેઆ િઅપર્વ તિથિને ક્ષય થયેથી બીજઆદિને પર્વતિથિપણે માની પણ બીજઆદિ પર્વ તિથિના ક્ષયે પડવેઆદિને ક્ષય થયો કેમ કહેવાય ? ।

સમાધાન-પડવેઆદિ અપર્વતિથિ હાવા છતા તે આખી અપર્વ એવી પડવાઆદિતિથિને જ્યારે અખંડ બીજઆદિ પર્વતિથિ માની લીધી તો પછી પડવાઆદિ અપર્વતિથિપણુ શુ રહ્યા ? અર્થાત્ સ્પષ્ટ થયુ કે બીજઆદિ પર્વતિથિના ક્ષયે પડવાઆ િઅપર્વતિથિનો ક્ષયજ ગણ્યો

પ્રશ્ન ૮૩૯–બીજઆદિ પર્વતિથિના ક્ષયે પડવેઆદિ તેની પહેલાની અપર્વતિથિનો ક્ષય ગણવો અથવા તે દિવસે પડવેઆદિ ન ગણવા એવો કાઈ શાસ્ત્રપાઠ છે ?

સમાધાન-તત્ત્વતરંગિણીમા ચતુર્દશીના ક્ષયને પ્રસંગ લઈને લખે છે કે कथ त्रयोदश्या चतुर्दशीत्वेन स्वीकारो युक्त इति चेत् स य, तत्र त्रयोदशीति व्यपदेशस्याप्यसंभवात्, किंतु प्रायश्चित्तादिविधौ चतुर्दश्येवेति व्यपदिश्यमानत्वात्

અર્થાત્ શકાકાર કહે છે કે તેરશને ચૌદશપણે માની લેવી તે શુ ઠીક કહેવાય? એવી શંકાના ઉત્તરમા જણાવે છે કે તારુ કથન ઠીક છે પણ તે દિવસે (ક્ષીણ ચૌદશની પહેલાની તેરશે) તેરશ એવો વ્યવહાર પણ અસંભવિત છે કેમકે પ્રાયશ્ચિત્ત પૌષધઆદિ કાર્યોમા (તે તેરશે) આજ ચૌદશ છે એમજ કહેવાય છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ક્ષય પામેલી બીજઆદિ પર્વતિથિની પહેલાના પડવાઆદિ અપર્વનો ક્ષય કરી તે દિવસે બીજઆદિ તિથિ કહેવાય આ રીતે સ્પષ્ટ છે કે પુનમના ક્ષયે તેરશને ચૌદશ તથા ચૌદશને પુનમ કહેવી પડે વળી પુનમનો ક્ષય હાય ત્યારે ચૌદશનો ભોગ તેરસે અને પુનમનો ભોગ ચૌદશે હાય તેથી આરોપ નહિ ગણાય

પ્રશ્ન ૮૪૦–બીજઆદિના ક્ષયે તેની પહેલાની પડવાઆદિનો ક્ષય

સમાધાન-जस्स बमणा० એ વગેરે શાસ્ત્રોના વાક્યોથી બ્રાહ્મણોમાં ઉત્તમજાતિ અને ઉત્તમકુલો છે એમ માનવુંજ પડશે પણ જેમ અમુક કાર્યોને અંગે અમુક કુલોજ ઉત્તમ ગણાય જેમ રક્ષણને માટે ક્ષત્રિયો વ્યાપારને માટે વણિકો આ જોતાં તીર્થંકર વાસુદેવાદિઓ માટે ક્ષત્રિયાદિ કુલોજ ઉત્તમ ગણાય તેમાં આશ્ચર્ય નથી અને તે અપેક્ષાએ તના પ રી મરી એટલે કે તીર્થંકર ચક્રવર્તી, વાસુદેવ બલદેવાદિની ઉત્પત્તિ બ્રાહ્મણ કુલોમાં ન હોય. શ્રીરામચંદ્ર કે શ્રીકૃષ્ણજી પણ ક્ષત્રિયોમાંજ થયા છે

પ્રશ્ન ૮૪૪-બીજઆદિ પર્વતિથિનો ક્ષય હોય અને તેને પડવો-આદિને દિવસે આરાધાય તો તે ખોટું કહેવાય કે નહિ ?

સમાધાન-ઉદયવાળી તિથિ ન મળે કે કોઈક કારણથી ઉદયવાળી પર્વતિથિ ન લઈ શકાય તોપણ જે દિવસે તે તે પર્વતિથિનો ભોગ થતો હોય તે તે દિવસને તે તે પર્વતિથિ તરીકે આરાધાય તેમાં અડચણ નથી કેમકે શ્રીધર્મસાગરજી મહારાજ તિથિના ભોગની હયાતીને આધારભૂત ગણે છે તત્ત્વતરંગિણી પત્ર ૩ तद्भोगगन्धस्याप्यभावात् અર્થાત્ પુનમને દિવસે ચૌદશના ભોગનો ગંધ પણ નથી, વળી ચૌદશે ક્ષીણપુનમની વાસ્તવિક સ્થિતિ છે એમ જણાવતાં કહે છે કે त्रुटितत्वेन चतुर्दश्यां पौर्णमास्या वास्तव्येव स्थितिः । અર્થાત ક્ષીણ હોવાથી ભોગ હોવાને લીધે ચૌદશમાં પુનમની ખરેખરી સ્થિતિ છે એમ કહેવું તે પણ ભોગની અપેક્ષાએજ કહેવાય વળી ખરતરો ચૌદશના ક્ષયે પુનમે ચૌદશ કરી પાક્ષિક કરે છે તેને અંગે જે જણાવે છે કે तद्भोगगन्धस्याभावेऽपि અર્થાત પુનમને દિસે ચૌદશના ભોગની ગંધ પણ નથી તો પુનમે ચૌદશ કેમ થાય ? આ ઉપરથી જેઓ પુનમના ક્ષયે તેની આરાધના તેરશ કરવાનું કહે છે તેઓને તેરશને દિવસે પુનમનો ઉદય કે ભોગની ગંધ પણ નથી તે વિચારવાનું છે જેઓ પુનમના ક્ષયે તેરશનો ક્ષય કરે છે તેમને તો તેરશ ચૌદશનો અને ચૌદશે પુનમનો ભોગવટો છે એ ચોખ્ખુંજ છે વળી જેઓ પુનમના ક્ષયે ચૌદશ ઉદય અને પુનમનો ભોગવટો માની ભેગાં કરવા માગે તેઓએ ખરે

ખર વિચારવું જોઈએ કે જો તપસ્યા માત્રને અંગે પ્રશ્ન હોત તો શાસ્ત્રકાર પુનમની ગણત્રી લેત પણ સચિત્તત્યાગ અબ્રહ્મત્યાગ (બ્રહ્મચર્યપાલન) જેવા નિયમનિબદ્ધ નિયમોમાં બે દિવસ ક્યાંથી લાવશો ? વળી શાસ્ત્રોમાં સ્થાને સ્થાને चाउद्दसट्ठमुद्दिट्ठपुण्णिमासिणीसु ण એમ કહી ચૌદશ અને પુનમ કે અમાવાસ્યા બંને દિવસોના પૌષધો કરે છે, અને તે પ્રમાણે બે તિથિના પૌષધો કરનારાને એકજ ચૌદશને દિવસે ચૌદશ અને પુનમના પૌષધો કેવી રીતે કરાવી શકાશે ?

**પ્રશ્ન ૮૪૫**–પર્વતિથિ માનવાનું લક્ષણ શું ? કેટલાકો કહે છે કે ઉદયવાળી અને સમાપ્તિવાળી હોય તે તિથિ અથવા ઉદયવાળીતિથિ અથવા સમાપ્તિવાળી તિથિ એમ જૂદી જૂદી રીતે કહેવામાં આવે છે માટે તિથિ કેમ ગણવી ?

**સમાધાન**–જો ઉદયવાળી હોય તેજ તિથિ એમ કહીએ તો બીજ આદિનો ક્ષય હોય ત્યારે બીજઆદિ તિથિઓ ઉદયવાળી હોય નહિ. જ્યારે બીજઆદિનો ક્ષય હોય ત્યારે પડવો અને બીજઆદિનો ઉદય હોય માટે ઉદયવાળી હોય એજ તિથિ કહેવાય એમ માનનારા ભૂલે છે પણ જો એમ કહું કે ક્ષીણ પર્વનો પ્રસંગ ન હોય તો ઉદયવાળી તિથિ તે પ્રમાણ છે તો જે વખતે પર્વતિથિ જે બીજઆદિ છે તેની વૃદ્ધિ હોય ત્યારે તે બંને બીજોએ કે પાંચમઆદિ પર્વતિથિએ સૂર્યનો ઉદય હોય છે તેથી બંને બીજઆદિને ઉદયવાળી હોવાથી પર્વતિથિ માની આરાધવી પડશે એટલે કહેવું પડશે કે ક્ષીણના અથવા વૃદ્ધિના પ્રસંગમાં ઉદયવાળી તિથિ ન લેવી પણ ઉદય તથા સમાપ્તિવાળી તિથિ લેવી જેથી હમેશાં ઉદય અને સમાપ્તિ હોય છે અને વૃદ્ધિ હોય ત્યારે ઉદય અને સમાપ્તિ બંને બીજે દિવસેજ હોય છે તો તે વાત પણ સાચી નથી, કેમકે હમેશની તિથિઓમાં તથા વધેલી તિથિઓમાં બીજે દિવસે ઉદય તથા સમાપ્તિ બંને હોય છે છતાં જે વખતે બીજઆદિ પર્વતિથિઓનો ક્ષય હોય ત્યારે ઉદય નહિ હોવાથી તે બીજઆદિ પર્વતિથિઓને અને તેની આરાધનાને ઉડાડી દેવી પડશે આ બધું દૂષણ ટાળવા માટે જો એમ ગણવામાં આવે કે સમાપ્તિવાળી તિથિ ગણવી તો તેથી રોજની તિથિઓમાં પણ ઉદયની સાથે

જેઓ બીજઆદિ પર્વતિથિઆદિના ક્ષયે પડવાનો ક્ષય નથી માનતા તથા આરાધનાને માટે પ્રગટ થતા ટીપ્પણામાં પણ ફે દૈ ટૈ, ફેર ફૈરૈ ફૈર્દૈ એમ લખે છે તેઓ શાસ્ત્ર અને પરંપરા બંનેથી ઉન્માર્ગ છે જો કે તેવું લખનારાઓ પરંપરા અને શાસ્ત્રના લેખોની દરકાર ન કરવામાં પાવરધા છે એમ સોરઠ દેશને અનાર્ય દેશ કહેવાથી માણસના આચાર ઉઠાવવાથી સૂતક ઉઠાવવાથી ઊંટડીના દૂધને અભક્ષ્ય કહેવાથી એવો સરખી અસજ્ઝાયમાં દાનગ્રહણ લઈ પદવીઓ ચડાવાથી સિદ્ધ છે અને તેથી તેઓ પોતાનું નવીન ટીપણું રદ કરશે નહિ એમ જણાય છે છતાં શાસ્ત્ર અને પરંપરાને માનનારો મનુષ્ય તો પરંપરા અને તેને અનુસરતો ઉપરનો (આ) લેખ વાંચી કદી પર્વતિથિના ક્ષયે તેની પહેલાની તિથિનો ક્ષય કરવાનું કે માનવાનું કહેવા કે લખવાની ભૂલ કરશે નહિ વળી આજે અપર્વતિથિના ક્ષયની વાતમાં શ્રીધર્મસાગરજી મહોપાધ્યાય જણાવે છે કે एतच्च त्वयाऽप्यंगीकृतमेव, अन्यथा क्षीणाष्टमीकृत्य सप्तम्यां क्रियमाणमष्टमीकृत्यव्यपदेशं न लभेत અર્થાત્ બીજઆદિ પર્વતિથિના ક્ષયે પહેલાની અપર્વતિથિનો ક્ષય તે પણ કબૂલ કરેલો છે જો એમ ન હોય તો ક્ષય માં સપ્તમી હોય ત્યારે અષ્ટમીનો ક્ષય હોવાથી સાતમને દિવસે જે પૌષધાદિ કાર્ય કરો છો તેને અષ્ટમીનું કૃત્ય કહી શકાશેજ નહિ આ ઉપરથી પણ સ્પષ્ટ છે કે આઠમને ક્ષયે સાતમનો ક્ષય કરી તે દિવસે આઠમની આરાધના કરાય છે અને તે તિથિ આઠમના નામે બોલાય છે વળી ક્ષીણ એવી પુનમની સ્થિતિ ચૌદશેજ છે એમ જણાવીને પુનમે કાનો પૂનમ રહેશે અને કાનો પાખિક રહેશે' એમ 'જણાવી બે તિથિની ભેગી આરાધનાની ના' કહે છે જુઓ—आद्ये पाक्षिकानुष्ठानविलोपापत्ति द्वितीये स्पष्टमेव मृषाभाषणं, पंचदश्या एव चतुर्दशीत्वेन व्यपदिश्यमानत्वात् અર્થાત્ પુનમ માનો તો પાખિક અનુષ્ઠાનના નાશની આપત્તિ ઉભી થય અને જો તેને પાક્ષિક અનુષ્ઠાન કહો તો સ્પષ્ટજ મૃષાવાદ છે કેમકે પુનમને ચૌદશ કહો છો આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે બે પર્વતિથિઓ ભેગી થઈ શકે નહિ વળી શ્રીહીર

સૂરિજીએ બીજું પચમીનું તપ તેની પૂર્વતિથિમા કરવું" એમ કહ્યું ને મધ્ય નો પચાંગની અપેક્ષાએ પૂર્વ તિથિ એમ કહેવું જોઈએ વાચકવર શ્રીઉમાસ્વાતિજીનો પ્રઘોષ તો પ્રસિદ્ધજ છે કે क्षये पूर्वा तिथि कार्या (ग्राह्या) वृद्धौ कार्या तथोत्तरा, એટલે પર્વતિથિના ક્ષયે પહેલાની (પૂર્વની) અપર્વતિથિનેજ પર્વતિથિ કરવી અને જો પર્વતિથિ બેવડી હોય તો બીજી પર્વતિથિનેજ પર્વતિથિ કરવી આથી સ્પષ્ટ સમજાય છે કે પર્વતિથિના ક્ષયે પ્રથમની અપર્વતિથિનો ક્ષય કરવો અને તે તિથિને એટલે કે તેજ દિવસે પર્વતિથિ કરવી અને વૃદ્ધિ હોય ત્યારે પર્વતિથિમાંના પ્રથમ દિને પર્વતિથિ ન માનતાં બીજે દિવસે જ પર્વતિથિ માનવી એટલે પહેલાની અપર્વતિથિની વૃદ્ધિ ગણવી પડે જેઓ પહેલી અપર્વતિથિને રાખી તેમા પર્વતિથિનું કામ કરવું એમ કહે છે તેઓએ વિચારવું જોઈએ કે એમ હોત તો પ્રથમ તો પ્રઘોષમાં 'तिथौ' અથવા 'पूर्वस्या' એમ પદ નથી એ ચોક્ખું છે વળી આગળ જણાવું તેમ ધર્મકાર્યમા તે તિથિને અપર્વતિથિના નામે બોલવાનો પણ નિષેધ કરેલોજ છે વળી શ્રી ધર્મસાગરજી મહારાજ ચૌદશના ક્ષયે તેરશને ચૌદશ કરવાનું અને ચૌદશજ કહેવાનું સ્પષ્ટપણે કહે છે કે कारणविशेषमन्तरेण त्रयोदशीति व्यपदेश-शंकाऽपि न विधेया અર્થાત્ વિશેષ કારણ સિવાય તો તે હેલી ચૌદશને દિને તેરશ છે એવું કહેવાની શંકા પણ ન કરવી એમ એટલે સુધી સ્પષ્ટ છતા જેઓ પર્વતિથિના ક્ષયે અપર્વતિથિને ઉપર લખી પર્વતિથિ ને નીચે લખી તેનું ટીપણું પ્રસિદ્ધ કરે છે તેઓ પરંપરાને અને શાસ્ત્રોને ઉથાપનારા થવા સાથે પોતાના ટીપણાને માન નારાઓને કેવળ અવળે રસ્તેજ દોરે છે માટે શાસનરસિકોએ તેવા ઉત્થાપકોથી તથા તેઓના ટીપણાઓથી દૂર રહેવું વળી तत्व० પત્ર ૧૫મા જણાવે છે કે निर्घोष्यमाणे अद्यापि त्रयोदशीमेव वदसि ? અર્થાત્ ચૌદશના ક્ષયે તેરશને ઉડાડી ચૌદશ કરવાનું જાહેર કર્યા છતા તેને તું તેરશ કહે છે ?

પ્રશ્ન ૮૪— ... પ્રમાણે બીજ આદિ પર્વતિ...

તપ પાચમથી પહેલાની તિથિમા કરવો એમ સ્પષ્ટપણે કહી દીધુ પણ પુનમના ક્ષયના માટે જુદો ઉત્તર આપ્યો જો પુનમના ક્ષયે પુનમનુ તપ ચૌદશે તેનો ક્ષય કરીને કે કર્યા વિના પણ કરવાનો હોત તો જેમ પચમી માટે તેનાથી પૂર્વતિથિમા ખલામણ કરી તેમ પુનમ માટે પણ સાખી ખલામણ કરત પણ તેમ ન કરતા પુનમના ક્ષયે પુનમનુ તપ કરવા त्रयादशीचतुर्दस्यो એમ સ્પષ્ટપણે જણાવ્યુ છે અને પચમીના ઉત્તરથી જુદી રીતિએ ઉત્તર આપેલો છે અર્થાત્ પુનમના ક્ષયે ચૌદશનો ક્ષય તે પર્વતિથિ હોવાથી ન થાય તેથી તેમજ અક્ષયયાદિ પાલનની બે વખત આરાધના પણ એક તિથિમા બને નહિ માટે તેરશે ચૌદશ કરી ચૌદશે પુનમ કરી એમ સ્પષ્ટપણે જણાવ્યુ છે કેટલાકો કહે છે કે પુનમના ક્ષયે ચૌદશનો તપ કરવો હોય તેથી પુનમનો તપ તેરશ ચૌદશે કરવો એમ કહ્યુ છે પણ આવુ કહેનારાઓએ વિચારવુ જોઈએ કે ચૌદશનો તપ કરવો હોય તો પુનમના ક્ષયે પુનમનો તપ ક્યારે કરવો તે જણાવ્યુ નથી તેમજ ઉત્તરમા પણ એમ નથી જણાવ્યુ કે પુનમનો તપ ચૌદશનો તપ કરનારે હોય તો તેરશચૌદશે કરવો વળી જો એમ હોય તો પચમી અને પુનમના ક્ષયે તેના તપ કરવાના ઉત્તરમા જુદાપણુ કામ પાડના ચોકખુ જણાવત કે પચમી અને પુનમના ક્ષયે તેનુ તપ તેની પૂર્વતિથિમા કરવુ અને પછી જણાવત કે જો ચૌદશના તપ કરવા સાથે પુનમનો તપ કરનારો હોય તો તેરશચૌદશે તે તે તપ કરે પરન્તુ એમ નથી જણાવ્યુ પણ પૂર્વની તિથિમા પાચમનુ તપ કરવા ઉત્તર જૂદો આપીને જે 'તેરશચૌદશ' એમ દ્વિવચનના પ્રયોગથી જણાવ્યુ છે તેથી સ્પષ્ટ થાય છે કે પુનમના ક્ષયે ચૌદશને પલટાવી તેરશે લાવવી અને ચૌદશને દિવસ પુનમનો તપ કરવો અને પરંપરા પણ એવીજ છે વળી ઉદયપુર વિગેરેના ભડારો તથા જૂની સમાચારીની પ્રતમા પણ સ્પષ્ટપણે એમ લખે છે કે પુનમનો ક્ષય હોય ત્યારે તેરશનો ક્ષય કરવો અર્થાત્ તેરશે ચૌદશ કરવી અને ચૌદશે પુનમ કરવી આ ઉપરથી નક્કી થાય છે કે પર્વતિથિનો ક્ષય ન કરવો માટે ક્ષયપામતી પર્વતિથિની પહેલા પણ જો પર્વતિથિ હોય તો તે પાછલની પર્વતિથિથી

હાની અપર્વતિથિનો ક્ષય કરવો આ સ્થાને કાલિકાચાર્ય મહારાજને માનનારાઓ ભાદરવા સુદ પાંચમના ક્ષય કે તેની વૃદ્ધિએ ચોથનો ક્ષય કે વૃદ્ધિ માને છે તે યોગ્ય નથી ચૌમાસી પુનમના ક્ષયે તેરશનો ક્ષય કરાય છે અને તે પરંપરા તથા લેખ અનુસાર છે તે તેઓએ ધ્યાનમાં લઈને અહીં પણ તે હિસાબે ભાદરવા સુ પાંચમના ક્ષય કે વૃદ્ધિએ ત્રીજનો ક્ષય કે વૃદ્ધિ કરવીજ જોઈએ કેટલાકો કહે છે કે બારપર્વમાં ક્ષય કે વૃદ્ધિ ન મનાય પણ સંવત્સરીની ચોથ બારપર્વમાં નથી માટે તેનો ક્ષય કે વૃદ્ધિ માનવામાં અડચણ નથી આ વાત કહેનારે વિચારવું જોઈએ કે જો કાલિકાચાર્યમહારાજે કહેલી ચોથની સંવત્સરી કબૂલ છે તો પછી ચોથ એ સંવત્સરીની પર્વતિથિજ છે અને ચૌમાસીની ચૌદશની જેમ કૃત્રિમ છે છતાં તેની ચોમાસીની અપેક્ષાએ વૃદ્ધિ કે ક્ષય આચરાય નહિ તેવીજ રીતે ભાદરવા સુદ ચોથ પણ સંવત્સરી કૃત્રિમ છતાં પણ પર્વતિથિ તરીકે છે માટે તેની પણ ક્ષય કે વૃદ્ધિ નજ મનાય વળી ભાદરવા સુદ પાંચમ પર્વ તરીકે છે તો તેના કરતાં ભાદરવા સુ ચોથ ઓછા મહત્વવાળી નથી કેમકે શ્રીહીરસૂરિજી પાંચમનો તપ કરનારાને છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તોજ ભાદરવા સુ ચોથના ઉપવાસમાં પાંચમનો તપ આવી ગયાનું જણાવે છે માટે ભાદરવા સુદ પાંચમની વૃદ્ધિ કે ક્ષય જેમ ન મનાય તેમ ભાદરવા સુ ૪ પણ સંવત્સરીની તિથિ હોવાથી તેનો પણ ક્ષય કે વૃદ્ધિ ન થાય અને તેથી પાંચમની વૃદ્ધિએ કે ક્ષયે ત્રીજનીજ વૃદ્ધિ કે ક્ષય કરવાજ પડે વળી કેટલાકો ઉદયવાળી ચૌદશ કેમ વિરાધાય એમ માની પુનમના ક્ષયે તેનો તપ તેરશે અને તેરશે ભૂલી જવાય તો તે પુનમનો તપ પડવાને દિવસે કરવો આવું માનનારાઓએ વિચારવું જોઈએ કે શું પુનમને માટે તેરશે પડવો લીધો તેમાં પુનમનો ઉદય કે સમાપ્તિ બંને છે? કે શું તેરશે કે પડવે એ પુનમની તિથિનો કોઈ ભાગ સરખો પણ છે? જો તેરશે કે પડવે એ પુનમનો ભાગ પણ નથી તો તેરશે કે પડવાએ પુનમ કેમ મનાય છે? આનાપાર્યાસજી શ્રી ધર્મસાગરજી પુનમના દિવસે ચૌદશના ક્ષયે પકખી કરનારને આતિવાળા જણાવે છે અને તેના કારણમાં ચૌદશના ભોગનો લેશ પણ નથી એમ

જણાવે છે તેથી તેરશે કે પડવાને દિવસે પુનમનો ભોગ અંશે પણ ન હોવાથી। પુનમના ક્ષયે તેરશે કે પડવાએ પુનમનો તપ માનવો તે અમિત ન કહેવાય ? શ્રીહીરસૂરિજી મહારાજે તેરશે ભૂલાયાથી પડવો જણાવ્યો છે તેનુ કારણ તો ચોખ્ખુ છે તેરશે ચૌદશ ન કરી એટલે ચૌદશે ચૌદશ કરી પુનમની બીજી તપસ્યા ચૌદશે સાથે નીષેધ હોવાથી પડવાએ પૂરી કરે કેમકે ચૌદશે પુનમની તિથિનો ભોગવટો છે તત્ત્વ એટલુ - કે પુનમના ક્ષયે બારશતેરશજ ભેળા થાય અને પુનમની વૃદ્ધિએ બે તેરશ થાય વળી પુનમ પક્ખી કરનારને એક અનુષ્ઠાનના લોપક માન્યા છે તેમ ચૌશપુનમ ભેળા કરનારને પણ થશે

પ્રશ્ન ૮૪૮-જેઓ બીજઆદિ પર્વતિથિના ક્ષયે તેની પૂર્વની અપર્વતિથિનો ક્ષય ન કરે તેઓ તિથિ કેમ ગોતે અને તે રીતે બોલવામા અડચણ શી ? વળી જેઓ પુનમના ક્ષયે તે શનો ક્ષય ન માની તેરશે ચૌદશ અને ચૌદશે પુનમ નકરે તેઓ તિથિ કઈ બોલે અને તેમા અડચણ શી ?

સમાધાન-શાસ્ત્ર અને પરપ ને અનુસરીને જેઓ બીજઆદિ પર્વતિથિના ક્ષયે તેનાથી પહેલાની પડવા આદિ તિથિનો ક્ષય કરે તેઓ તો પુનમ કે અમાવાસ્યાઆદિના બીજે દિવસે 'આજે બીજઆદિ છે એમ કહે અર્થાત્ પુનમ કે અમાવાસ્યાની તિથિની પછી બીજઆદિનોજ વ્યવહાર કરે પણ જેઓ બીજઆદિના ક્ષયે તેનાથી પહેલાની પડવાઆદિ અપર્વતિથિનો ક્ષય ન માને પણ પડવો અને બીજઆદિ ભેળાં છે એમ કહે તેઓને,સવારના પ્રતિક્રમણ કરતા પહેલા પૌષધ ઉચરતી (લેતી) વખતેજ બીજઆદિ પર્વતિથિ તો માનવી પડે પચ્ચક્ખાણ લેતી વખતે બીજઆદિ માનવા પડે સ્નાત્રાદિમા બીજઆદિ માનવા પડે પૌષધાદિ ન હોય તોપણ ભોજન વખતે અને આખો દિવસ લીલોતરી કે સચિત્ત છોડવામા બીજઆદિ માનવા પડે તિથિએ પ્રતિક્રમણ કરવા એવી બાધા હોય તો આજે બીજઆદિ માનવાં પડે અબ્રહ્મ ત્યાગ (બ્રહ્મચર્ય પાલન) નો, રાત્રિભોજન ત્યાગનો નિયમ બાર તિથિને અંગે હોય, તેવાં પચ્ચક્

આખુ બાર તિથિને અંગે હોય તો રાત્રે બીજઆદિ માનવા પડે તો પછી પડવો અને બીજઆદિ ભેળા કહેનારે પડવોઆદિને ક્યાં રાખવા ? સ્પષ્ટ થાય છે કે તેવાઓએ માત્ર વચનથી પરંપરા અને શાસ્ત્ર ઉડાવવા આગ્રહ સેવ્યો છે વળી પડવો અને બીજઆદિને ભેળા કહેનાર કે ગણાવનાર શું સાઠેય ઘડી પડવો અને બીજઆદિને ભેળા ગણાવશે કે ? જો સાઠેય ઘડીએ તેમ ગણાવે તો તે દિવસે બીજઆદિ તિથિના નિયમની વિરાધનાનું અર્દ્ધ (અડધુ) પ્રાયશ્ચિત્ત ગણશે ? જો પ્રાયશ્ચિત્તને આખું ગણવામાં આવે તો પછી પડવોઆદિ માત્ર કહેવા સિવાય ક્યા રહ્યા ? અને આખી તિથિ અપ્રાયશ્ચિત્તની હતી તેને પ્રાયશ્ચિત્તમાં ગણી કે ? વળી જેઓ પુનમના ક્ષયે તેરશને દિવસે પુનમ કરવાનું કહે છે તેઓ શું પુનમ કે અમાવાસ્યા પછી ચૌદશ આવી માનશે ? અને જો પુનમ કે અમાવાસ્યા પછી ચૌદશ માને તો તેઓ નહિ રહે લૌકિકમાં કે ન રહે શાસ્ત્રીયમાં વળી તેરશેજ ભુલવાથી શાસ્ત્રકારે પુનમનો તપ પડવાએ કરવા જણાવ્યું તેજ જણાવે છે કે ચૌદશે પુનમનું તપ થાય નહિ અને તેનું કારણ માત્ર તેરશેચૌદશ ન કરી તેજ છે વળી એથી ચૌદશ અને પુનમ ભેળા પણ નજ થઈ શકે એમ પણ શું નક્કી નથી થતું ? પુનમનું તપ ભૂલી જવાય તો પડવાએ કરવામાં આવે એથી સ્પષ્ટ થયું કે તેરશનો ક્ષય ન થયો એટલે પડવાનો ક્ષય કર્યો ભૂલ થવાના પ્રસંગે તો વિના ક્ષયે પણ અષ્ટમીઆદિના નિયમમાં બીજે દિવસે કરાય છે એમાં નવું નથીજ વળી વાચકવર શ્રીઉમાસ્વાતિજીના સુપ્રસિદ્ધ પ્રઘોષમાં 'पूर्वा तिथि कार्या' એમ છે એટલે પહેલાને દિવસે જે અતિથિ હોય તેને તિથિ કરવી એમ જણાવ્યુ છે તેને બદલે પુનમ અમાવાસ્યાના ક્ષયે તેનો તપ તેરશે કરનારને તો 'क्षये पूर्वतरा' એમ માનવું પડશે ! અને પૂર્વતરાએ પણ પૂર્વાજ છે ! એકમઆદિમાત્ર બીજઆદિને માનનારાઓને पूर्वस्यां तिथौ એવો પ્રથમાન્તના સ્થાને સપ્તમ્યન્તવાળો પ્રઘોષ માનવો પડશે ! અને જો પ્રથમાન્ત માનશો તો પર્વતિથિ જે બીજઆદિ છે તેના ક્ષયે પડવાઆદિનો

તે પડવાઆદિનેજ બીજઆદિપણે કરવા પડશે

**પ્રશ્ન ૮૪૯**—બીજઆદિના ક્ષયે એકમબીજ ભેળા બોલવા વગેરેમા કરકત છે પણ બીજઆદિ પર્વતિથિઓની વૃદ્ધિ હોય ત્યારે તેને બેવડી માની પહેલાની બીજઆદિને ફલ્ગુબીજ, અભિવર્દ્ધિત બીજ કે બોખાબીજ ગણવામાં શી અડચણ ?

**સમાધાન** પ્રથમ વ્રતનિયમ આદિ લેનારે વ્રતનિયમ લેતા બીજઆદિ તિથિના નામે સામાન્ય રીતે પચ્ચક્ખાણ લીધા હશે તેને આજ બીજ આદિ છે છતા મ્હારે વ્રતનિયમ પાળવા નથી એમ કહેતા નિયમઆદિનો ભંગ થશે માટે ફલ્ગુ અભિવર્દ્ધિત કે બોખાબીજ છોડીને બીજી બીજ આદિએ મ્હારો નિયમ છે એમ કહેવુ પડશે વળી શાસ્ત્રોમા વસ્તુ નામ તો અભિવર્દ્ધિત છે રૂઢ છે પણ બીજઆદિ વૃદ્ધિ પામેલી તિથિના અભિવર્દ્ધિત આદિ નામો તો માત્ર વ્યુત્પત્તિથી કલ્પિત છે રૂઢ નથી શાસ્ત્રકારો વળી મહિના વધે તેને પણ કોઈથી અભિવર્દ્ધિત માસ નથી કહેતા પણ 'અધિકમાસ કહે છે જેઓ વધેલી તિથિને અભિવર્દ્ધિત તિથિ કહેવા માગે છે તેઓએ શાસ્ત્રકારની દૃષ્ટિએ અભિવર્દ્ધિત માસ તથા અભિવર્દ્ધિતતિથિના લક્ષણ સૂર્યપ્રજ્ઞપ્તિ લોકપ્રકાશ વગેરેમા જોવા કે જેથી મતથી વિરુદ્ધ અને અસત્ય બોલવુ ન થાય. શ્રીઉમાસ્વાતિજીના પ્રઘોષમા उत्तरा तिथि कार्या એવો સ્પષ્ટ ઉલ્લેખ છે પણ 'उत्तरस्यां' એમ સપ્તમી વિભક્તિના પ્રયોગ ગો લેખ નથી અને તેથીજ પર્વતિથિના ક્ષયે તેની પહેલાની અપર્વતિથિ પર્વતિથિ તરીકે ગણાય તપાગચ્છની પરંપરા સાથે પુસ્તકોમા પણ કોઈ કોઈ સ્થળે લેખો છે કે પુનમ અમાવાસ્યાના ક્ષયે તેરશનો ક્ષય કરવો અને વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરવી એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બીજઆદિ પર્વતિથિની વૃદ્ધિએ તેની પહેલાની પડવોઆદિ અપર્વતિથિનીજ વૃદ્ધિ કરાય

**પ્રશ્ન ૮૫૦** તિથિની વૃદ્ધિ જૈનશાસ્ત્ર પ્રમાણે હોય કે નહિ ?

**સમાધાન**—ચાંદ્રમાસ ૨૯ા દિવસનો અને કર્મમાસ ૩૦ દિવસનો હોવાથી માત્ર માસે ૭ તિથિ ઘટે એ તો બરોબર છે પણ તિથિ વધવાની વાતો તો જૈનશાસ્ત્રથી વિરુદ્ધ છે જો કે કર્મમાસ કરતા સૂર્યમાસમા અડધો દિવસ વધારે હોવાથી તિથિ વધે એમ કહેવાય પણ સૂર્યમાસની

અપેક્ષાએ એ છે અને સૂર્યમાસ વ્યવહારમાં નથી લેવાતો. વ્યવહારમાં માત્ર કર્મમાસ લેવાય છે તેથી ટીપણામાં લખાતી તિથિની વૃદ્ધિ શાસ્ત્રોક્ત નથી. વળી તે ઋતુમાસના વર્ષે જે દિવસ છ ઘટતા તેનો પાંચ વર્ષે એક મહિનો અને સૂર્યમાસના અડધા દિવસના હિસાબે એક માસ, એમ ગણતા યુગમાં બે માસ વધે છે એટલે પણ તિથિની વૃદ્ધિ હોઈ શકે નહિ

**પ્રશ્ન ૮૫૧** દરેક વર્ષે સંવત્સરી કરતાં ત્રણસે સાઠ દિવસ કરીએ એટલે પાંચ વર્ષે ૧૮૦૦ દિવસ થાય અને દિવસ તો ૧૮૩૦ થાય છે તો તે ત્રીશ દિવસની આલોયણનું શું?

**સમાધાન** જેમ પાક્ષિક વિગેરે તો તેજ દિવસે હોય છે તોપણ તિથિઓ તો પડવો બીજ આદિ પંદરજ હોય છે વર્ષમાં અધિક મહિનો હોય છે તો પણ મહિના તો શ્રાવણાદિ બારજ છે તેથી पन्नरसण्ह दिवसाण અને बारसण्ह मासाण એમ બોલવાથી તે અધિકતિથિ અને અધિક માસ આવી જાય તેવી રીતે ૧૮૩૦ દિવસ માસ વગેરે શ્રાવણાદિ નિયમિત છે અને મિચ્છામિ દુક્કડ દેતી વખતે બોલાઈ ગયા છે માટે આલોયણ રહી જતી નથી

**પ્રશ્ન ૮૫૨**–સૂર્યના ઉદય અને સમાપ્તિમાં ન મળે તો સમાપ્તિવાળી તિથિ પ્રમાણમાં લેવી એમ નહિ?

**સમાધાન**–જો એમ લઈએ તો આઠમના ક્ષયે સાતમને દિ[illegible] સાતમનો ઉદય અને સમાપ્તિ બને છે માટે તે સાતમે આઠમ ન[illegible] મનાય માટેજ શાસ્ત્રકારોએ પર્વતિથિના ક્ષયે પહેલાની તિથિનેજ "પર્વ[illegible] તિથિ કરવી એમ સ્પષ્ટ જણાવ્યું છે પૂર્વની તિથિમાં પર્વતિથિની ક્રિ[illegible] કરવી એવો અર્થ કરનારા ખોટા છે કેમકે તે સ્થાને ક્યાંઈ પ[illegible] 'पूर्वतिथौ' એવો સાતમી વિભક્તિના પ્રત્યયવાળો પાઠજ નથી અ[illegible] બે તિથિને સાથે માનનારા મિશ્રતિથિ માની તિથિવિરાધનાની આલોય[illegible] આપી શકશે નહિ વળી તત્ત્વતરંગિણીનો પાઠ જે વીરશાસનમાજ શ્[illegible] [illegible] નજીએ આપેલો છે તેમાજ ચૌદશના ક્ષયે તેરશે ચૌદશજ મા[illegible]

વાનું અને તેરશનું નામ પણ નહિ હોવાનું સ્પષ્ટ જણાવે છે છતાં તિથિને ભેળી કરીને પ્રગટાવતા પત્રિકાને વીરશાસન અને જૈનપ્રવચન નથી દેખતા તે કેવળ તેમનું દુરાગ્રહીપણુંજ છે પણ શ્રીમદ્ધ તેમની તેરી સ્થિતિ દેઈ જ્ઞાનથી જાણે છે તેથી ઘણે ભાગે તો ગોટાળો ચાલશે નહિ અને આ વાચવાથી સાવચેત થશો

**પ્રશ્ન ૮૫૩**–બીજ, પાચમઆદિ પર્વતિથિઓનો ક્ષય થાય ત્યારે તો તત્ત્વતરંગિણીઆદિના વચનથી તેનાથી પહેલાની પડવા આદિ અપર્વ તિથિનો ક્ષય થાય પણ પુનમ કે અમાવાસ્યાના ક્ષયે તેરશનો ક્ષય કેમ કરાય ?

**સમાધાન**–બીજઆદિ પર્વતિથિનો ક્ષય હોય ત્યારે તે ક્ષયવાળી તિથિની આરાધના ન છૂટે માટે તેના પહેલાની પડવાઆદિ અપર્વતિથિનો ક્ષય કરવો પડે અને તે પડવાઆદિના દિવસે આખી બીજ માની આરાધના કરાય, પણ જ્યારે પુનમ અને અમાવાસ્યાનો ક્ષય હોય ત્યારે તે પુનમ તથા અમાવાસ્યા પહેલાની ચૌદશ પણ પર્વતિથિ હોવાથી તેને ઉડાડી દેવાય તો ચૌદશને અંગે સચિત્તત્યાગ અબ્રહ્મત્યાગ પૌષધોપવાસ વગેરે તથા પાક્ષિક પણ ઉડી જાય માટે તે વખતે તેરશે ચૌદશ અને ચૌદશે પુનમ કે અમાવાસ્યા કરાય છે અને તેથીજ પુનમના ક્ષયે માત્ર તે પુનમનાજ તપના પ્રશ્નમાં શ્રીહીરસૂરિજીએ त्रयोदशीचतुर्दश्यो એમ દ્વિવચનપ્રયોગથી ઉત્તર આપ્યો છે વળી તેરશે ભૂલવાના પ્રસંગેપણ 'प्रतिपद्यपि' એમ કહ્યું પણ 'चतुर्दशीप्रतिपदो,' એમ દ્વિવચન પ્રયોગથી ઉત્તર આપ્યો નથી કારણ કે તેરશે ચૌદશ નથી કરી એટલે ચૌદશે ચૌદશ અને પડવાએજ પુનમ કરવી પડે. જેઓ ક્ષીણપર્વતિથિને ભેળી કરી દે છે તેઓના મતે તો તેરશે ભૂનાતા ચૌદશે' એમ કહેવું પડત એટલે ચૌદશ કરવાની અપેક્ષાએ તો પ્રથમજ 'पूर्वस्या' એમ પાંચમના ક્ષયની માફક કહેવું પડત વળી પુનમને અંગે પણ જો આ પ્રશ્ન હોત તો ૮૯૨ 'त्रयोदशीचतुर्दश्यो' ની માફક 'चतुर्दशीप्रतिपदो' એમજ તેમ ભૂલવાના પ્રસંગે પણ કહેવું પડત, પણ તેરશે ચૌદશ નહિ કરનાર

ભેળ ચૌદશે ચૌદશ કરી અને પડવાએ પુનમ કરવી પડી જેમ તેરશે પુનમ ન થાય તેમ ચૌદશે પુનમ કરી પડવાએ ચૌદશ પણ ન જ થાય માટે ક્ષીણપૂર્વની પહેલાં જો પર્વ હોય તો તે પર્વથી પણ પહેલાની અપર્વતિથિનો ક્ષય કરી બન્ને પર્વને આરાધવાં જોઈએ

પ્રશ્ન ૮૫૪-પુનમ અને અમાવાસ્યાની વૃદ્ધિએ તેરશ વધારવાથી ન તો બીજી તેરશે ચૌદશનો અને કરાની ચૌદશે પણ ચૌદશનો ઉદય સમાપ્તિ કે ભોગવટો પણ નથી તેનું કેમ ?

સમાધાન-ક્ષયનો અધિકાર શ્રાદ્ધવિધિ વગેરેમાં પર્વના ક્ષયની પછી ક્ષયવૃદ્ધિ પ્રકરણ લીધું છે માટે ક્ષયવૃદ્ધિ પ્રસંગમાં ઉદય વિગેરે જોવાય નહિ જેઓ બે પર્વમાં માનશે તેઓ ચૌમાસી પણ કેમ કરશે ? કાર્તિક પુનમનો વિહાર કેમ નહિ કરે ?

પ્રશ્ન ૮૫૫-જે વખત બીજઆદિ તિથિનો ક્ષય હોય ત્યારે તો ઉદયવાળી ન હોય અને તેથી તેના કરતા પહેલાની ઉદયવાળી પડવાઆદિ અપર્વતિથિને બીજઆદિ માની લેવી પણ પુનમ અને અમાવાસ્યાનો ક્ષયે પહેલાની ચૌદશ તો ઉદયવાળી છે તેને કેમ પલટાવવી ?

સમાધાન- પુનમ અને અમાવાસ્યાના ક્ષયની વખતે ચૌદશ ઉદયવાળી છે પણ પુનમ અને અમાવાસ્યાનો ક્ષય હોવાથી તે પુનમ અને અમાવાસ્યાની આરાધના ઉડી જાય છે માટે તેવા પ્રસંગે તિથિની આરાધના માટે ઉદયને ગૌણ કરી આગમનો ટકાવ છે શું ઉદયવાળી ચૌદશ છે ? તેમ જ્યારે બીજ તિથિઓનો ક્ષય હોય છે ત્યારે તેના પહેલાંની તિથિ ઉદય કે ઉદયયુક્ત સમાપ્તિવાળી નથી હોતી ? અને હોય છે છતા પર્વની આરાધનાને માટે તે પડવાઆદિના ઉદયની ઉપેક્ષા કરી તો અહીં પુનમનો પર્વ ટકાવવા માટે ચૌદશના ઉદયની ઉપેક્ષા કરવી પડે અને તેરશે ચૌદશ અને ચૌદશે પુનમ કે અમાવાસ્યા કરવી પડે વળી જેઓ એકમ બીજ આદિ એકઠા કરે છે તેઓ શું ચૌદશ પુનમ કે ચૌદશ અમાસ એકઠા માનશે ? અને માને તો એ દિવસના આખા દિવસના સચિત્ત ત્યાગનો કે પૌષધ આદિ કરવાનો નિયમ એક વખત ઉડાવી જશે ? અને જો નહિ ઉડાવે તો ચૌદશે

કરેલો સચિત્ત ત્યાગ શું ચૌદશનો કહેશો કે પુનમ અમાવાસ્યાનો કહેશો ? આ વસ્તુ સ્થિતિ વિચારતા જો બે પર્વ સાથે આવે તો એમાંથી કોઇના પણ ક્ષયે તેનાથી પહેલાની અપર્વતિથિનો ક્ષયજ કરવો પડે અર્થાત્ ક્ષય અને વૃદ્ધિના પ્રસંગ સિવાય ઉદયવાળી તિથિ લેવી એ નિયમ છે એકાપર્વમાં ક્ષય વખતે ભોગવટાની હયાતી લેવી, અને વૃદ્ધિમાં પર્વનો ક્રમ લેવો

પ્રશ્ન ૮૫૬ તત્ત્વતરંગિણીમા ક્ષય કે વૃદ્ધિમા સમાપ્તિવાળી તિથિ લેવા લખ્યુ છે તે કેમ ?

સમાધાન-તિથિની વૃદ્ધિ હાનિ ન હોય ત્યારે જેમ ઉદયવાળી તિથિ લેવાનુ લખ્યુ છે પણ પર્વ તિથિનો ક્ષય આવે ત્યારે તે ઉદયનો નિયમ નથી રહેતો તેવી રીતે એકવડી પર્વતિથિ હોય અને તેની વૃદ્ધિ હાનિ થઇ હોય તો ક્ષીણમાં ઉદય મળે નહિ અને વૃદ્ધિમાં બે ઉદય હોય માટે સમાપ્તિ લેવાય પણ જ્યા બે પર્વ સાથે હોય અને બીજા પર્વની તિથિનો ક્ષય હોય તો તે સમાપ્તિનો અધિકાર લઇ શકાય નહિ ધ્યાન રાખવું કે અપર્વતિથિના ઉદય અને સમાપ્તિ એ બન્ને ઉના તેને ગણી નથી માટે બીજી અપર્વતિથિ લેવાય ત્યારે ઉદય કે સમાપ્તિ કરતા ભોગવટાનો સદ્ભાવ હોવો જોઇએ

પ્રશ્ન ૮૫૭ શ્રીજિનેશ્વરભગવાનની પૂજા શ્રીગુરુમહારાજના પ્રવેશ મહોત્સવો (સામૈયા) અને સાધર્મિકની ભક્તિ વિગેરે કાર્યોમા જીવોની હિંસા થાય છે કે નહિ ? જો હિંસા થાય છે તો તેમા પાપ લાગે છે કે નહિ ? અને જો એ હિંસામાં પાપ ન લાગે તો યજ્ઞાદિની હિંસામાં પાપ કેમ લાગે ?

સમાધાન-શ્રીજિનેશ્વરમહારાજની પૂજા વિગેરેમા સ્થાવર જીવોનો વધ થાય છે, પણ પ્રમત્તયોગ એટલે વિષયકષાયાદિના લીધે થયેલ પ્રાણુ વધમા હિંસા ગણાય છે અને તેથીજ તત્વાર્થકાર મહારાજ प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा એમ કહી પ્રમત્તયોગથી થતા પ્રાણોના નાશને હિંસા જણાવે છે અને અજ કારણથી સાધુને નદીઆદિ ઉતરવાની અને નાવકોને [illegible] વાની શાસ્ત્રકારોએ આજ્ઞા

જો તે નદી ઉતરવામાં અને પૂજા કરવા વગેરેમાં હિંસા માનીએ અને તેમાં પાપ માનીએ તો તો પછી શાસ્ત્રકારો પાપ કાર્યોનો ઉપદેશ આપનારા ગણાય ! પાપ નહિ થતાં છતાં ભગવાનની પૂજા સાધુઓ કેમ નથી કરતા ? એવો પ્રશ્ન કરવામાં આવે તો તેના ઉત્તરમાં સમજવાનું, કે તે પૂજા સાધુપણાની પ્રાપ્તિ માટે છે જેને માટે પૂજા છે તેની પ્રાપ્તિ તો સાધુઓને થઇ ગઇ છે માટે નિરોગી મનુષ્યે જેમ મફતીઉ ઔષધ પણ સેવાનું હોય નહિ તેમ સાધુઓ માટે પૂજાની જરૂર નથી વળી સાધુને સંયમની સાધના સિવાયના કૃત્યથી દ્રવ્યહિંસા કરવી એ પણ વ્યાજબી ગણાય જ નહિ તેથી પણ ભગવાનની દ્રવ્યપૂજામાં સાધુ પ્રવર્તતા નથી શ્રાવકોને પણ પૂજાદિ કરતા દ્રવ્યહિંસાદિ થાય છે પણ તેનાથી કર્મો આવવાની વખતે મોક્ષમાર્ગના સાધનની બુદ્ધિથી પૂજા કરેલી હોવાથી પાપકર્મ લાગતા નથી અને વળી પૂજા કર્યા પછીના શુભભાવથી તે આરંભાદિથી થયેલ કદાચ પાપ હોય તો તે નિર્મૂલ નાશ પામે છે અને પુણ્યકર્મનો બંધ કરે છે આટલું છતાં જેઓ સંસારમાં માટી મીઠાનો કાચા પાણીનો દિવા વિગેરે અગ્નિનો અને વનસ્પતિનો ઉપયોગ પાપના ભયથી ન કરતા હોય અને એકેન્દ્રિયની દયામાં પરિણમેલા હોય સાધુપણાની ભાવનામાં લીન હોય તો તેઓ દ્રવ્યપૂજા ન કરે એમ શાસ્ત્રકારો પણ સ્પષ્ટપણે જણાવે છે અને તેથીજ સામાયિક અને પૌષધ આદિમાં શ્રાવકને પણ દ્રવ્યપૂજા કરવાનો નિષેધજ છે યજ્ઞાદિ કાર્યો ઋદ્ધિ નાપ્તિ આદિને માટે કરાય છે કો પણ યજ્ઞ મોક્ષને માટે હાતો નથી અને હોય પણ નહિ તેથી યજ્ઞ એ ત્રસ અને સ્થાવરની હિંસામય હોવાથી પાપ તથા મિથ્યાત્વથી ભરેલ છે વળી કોઈ પણ ધર્મી જન ત્રસ જીવોની હિંસાને અંગે ત્યાગ વિનાનો હોય નહિ તેથી યજ્ઞાદિકમાં કરાતી ત્રસની હિંસા પાપ બુદ્ધિ અને પાપ રૂપ વિનાની હોયજ નહિ

પ્રશ્ન ૮૫–પાણી વિના વઘારેલું શાક બીજે દિવસે વાસી ગણાય કે ?

સમાધાન–અન્ય પાણી ન લાગ્યું હોય તો પણ તેને વૃના વાઘ … થયે તોજ વાસી ન ગણાય

**પ્રશ્ન ૮૫૯**–જેમ આદુને સુકવીને ઉપયોગમાં લેવામાં આવે છે તેમ બટાકા સક્કરીયા આદિને સુકવીને ઉપયોગમાં લઈ શકાય?

**સમાધાન** આદુ વગેરેનો ઔષધ માફકજ ઉપયોગ થાય છે જ્યારે બટાકા વગેરેનો તો શાક અને ભોગ્ય તરીકે ઉપયોગ થાય છે માટે હિંસાનો પ્રસંગ દેખીને તે સુકા બટાકા આદિ ન લેવાય

**પ્રશ્ન ૮૬૦** જ્યાં સુધી પોતાનો વિવાહ ન કર્યો હોય ત્યાં સુધીમાં સર્વ કુમારિકાઓને પોતાની બહેન સમાન માનવી એવો નિયમ લીધો હોય તો પછી ભવિષ્યમાં તેમાંથી કોઈની પણ સાથે વિવાહ શી રીતે થઈ શકે?

**સમાધાન**–જેમ ભાષણ સાંભળવા આવેલી સ્ત્રીઓમાં વક્તાની પોતાની પત્ની પણ હાજર હોય છતાં વક્તા તો માતાઓ, બહેનો એમ સમુદાયને સંબોધીનેજ બોલે છે અને તેથી તેને દોષ લાગી જતો નથી તેવી રીતે સમુદાયે કુમારિકાઓને બહેન કહી હોય તો પણ પછીથી વિવાહ થાય તેથી તે ભગિનીગમનના દોષનો ભાગી નથી તે મનુષ્ય હું વિવાહ નહિ કરૂં એમ ધારીને કોઈ સર્વ કુમારિકાઓને બહેનો કહેતો નથી.

**પ્રશ્ન ૮૬૧**–રજસ્વલાસ્ત્રીને અડકવામાં ધાર્મિક દૃષ્ટિએ દોષ કેવી રીતે?

**સમાધાન**–સાધુઆદિના સ્વાધ્યાયને અંગે પણ ચોવીશ પહોર સુધી મોં ડગવામાં જરૂર ન જોઈએ એમ શાસ્ત્રકાર જણાવે છે તથા રજસ્વલા સાધ્વીને પણ ઋતુના ત્રણ દિવસ સ્વાધ્યાય વર્જવાનું જણાવે છે આથી રજસ્વલા સ્ત્રીનું અશુચિપણું સ્પષ્ટ છે, તેથી અશૌચથી દૂર રહેવું ઉચિત છે સમુચિત છે વડાણ પાપડ તેમજ આંખ આવી હોય ત્યારે તે તમામ ઉપર છાયા પડવા વિગેરેથી થતું નુકશાન સ્પષ્ટપણે જાણનારો મનુષ્ય રજસ્વલાને અસ્પૃશ્ય કેમ ન ગણે?

**પ્રશ્ન ૮૬૨**–ટીપણામાં આરાધવા લાયક પર્વતિથિનો ક્ષય આવે છે પણ જૈન જ્યોતિષની ગણતરીએ પર્વતિથિનો ક્ષય આવે કે નહિ?

**સમાધાન** શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ જ્યોતિષ્કરંડક શ્રીસ્થાનાંગસૂત્ર અને લોકપ્રકાશઆદિ શાસ્ત્રોમાં ભાદરવા વગેરેમાં અવમગત જણાવી એકમથી

એમ વિધાન કરી જણાવ્યું કે ઉદયવાળી પહેલાની તિથિ જે હોય તેને પર્વતિથિ કરવી, અર્થાત્ ઉ ય અને સમાપ્તિવાળી હતાં પણ અપર્વતિથિનો ક્ષય ગણી એ અપર્વતિથિનેજ પર્વતિથિ કરવી આ વિધાન માટે આ વાક્ય ગણાય નહિતર તો પહેલાની તિથિમા ભેગી પર્વતિથિ કરવી હોત તો ક્ષયે પૂર્વા કહેવાની જરૂરજ ન હોતી પૂર્વા ની અપર્વતિથિનો ક્ષય કરવો એ ફલિતાર્થ છે છતાં તેને વાચ્યાર્થ તરીકે લેવા જાય તો કુતર્ક કરનારજ ગણાય

પ્રશ્ન ૮૬૭–સમ્યક્ત્વ જ્ઞાન બ ને સાથે થાય છે તો તેમાં પરસ્પર ઉપકાર્યઉપકારકભાવ કેમ ઘટી શકે ?

સમાધાન–જેમ ત્રિકાળિકામા પરસ્પર ઉપકાર્યઉપકારકભાવ છે તેમ એક સાથે થનારા સમ્યક્ત્વ અને જ્ઞાનને પણ પરસ્પર ઉપકાર્ય ઉપકારકભાવ થાય

પ્રશ્ન ૮૬૮–જીવને સ્વભાવે એકજ જાતનો ઉપયોગ હોય છે તેથી મતિજ્ઞાનાદિ અને ચક્ષુર્દર્શનાદિનો સાથે એગને એકી સાથે ઉપયોગ ન હોય પણ સમ્યક્ત્વનો અને ચારિત્રનો ઉપયોગ જ્ઞાન સાથે થશે ત્યારે અનેક ઉપયોગ થશે તેનુ કેમ ?

સમાધાન–ધ્યાન રાખવાની જરૂર છે કે જીવના સ્વભાવરૂપ ઉપયોગની સાકાર અને નિરાકાર એવા બે અને મતિજ્ઞાનાદિ તથા ચક્ષુર્દર્શનાદિ આઠ અને ચાર એમ બાર અનુક્રમે ભેદ અને પ્રભેદો છે એટલે સમ્યક્ત્વ અને ચારિત્ર એ નથી તો ઉપયોગના ભેદો કે નથી તો પ્રભેદો પણ તત્વશ્રદ્ધાના કારણભૂત આત્મા વ્યવસાય કે પાપની પ્રવૃત્તિને પાપપ્રવૃત્તિ તરીકે માનનાર તથા પરિણતિને રોકવાવાળા પરિણામ યુક્ત આત્માધ્યવસાયવાળા અને અને વિશિષ્ટ એવો મતિજ્ઞાનાદિકનો એકજ ઉપયોગ જીવને હોય છે,

પ્રશ્ન ૮૬૯–જેમ સમ્યક્ત્વના પરિગ્રહથી મત્યાદિ જ્ઞાનનું સમ્યક્પણું કહેવાય છે તેમ ચક્ષુ આદિ દર્શનનું સમ્યક્પણું કેમ નથી કહેવાતુ ?

સમાધાન–ધ્યાન રાખવાની જરૂર છે કે દર્શન એ નિરાકાર કે અવ્યક્ત સ્વરૂપ છે અને તેથી તેમા સમ્યક્ત્વ કે મિથ્યાત્વના પરિગ્રહથી

વિશિષ્ટતા ન આવે કેમકે પોતેજ નિર્વિશેષ છે, અને તેથી ચક્ષુઆદિ દર્શનોનો સમ્યગ્ કે અસમ્યક્ એવો વિભાગ ન હોય તથા ગર્ભમા આવેલા જીવના શરીરમા સ્ત્રી કે પુરુષપણાના ચિહ્નો નથી હોતા પણ તે અંગોપાંગની સ્પષ્ટતામાત્ર થાય છે

**પ્રશ્ન ૮૯૭**–એક ઉપવાસને અંગે તો શ્રીતપાગચ્છવાળાઓ અને ખરતરગચ્છવાળાઓને પચ્ચક્ખાણમા ફરક નથી, અર્થાત્ બન્ને એક સરખી માન્યતા ધરાવે છે પણ તપાગચ્છવાળાઓ છઠ્ઠ અઠ્ઠમઆદિ કરવા હોય ત્યારે પહેલે દિવસે છઠ્ઠ અઠ્ઠમઆદિના પચ્ચક્ખાણ લે છે અને ખરતરગચ્છવાળાઓ હમેશા એક એક ઉપવાસના પચ્ચક્ખાણ લે છે, અને તેમા બીજે દિવસે છઠ્ઠ ત્રીજે દિવસે અઠ્ઠમ, ચોથે દિવસે દશમ વિગેરે રીતે ગણે છે તો શાસ્ત્રાનુસારી શુ સમજવુ ?

**સમાધાન**—પ્રથમ તો શ્રીપંચવસ્તુઆદિ ગ્રંથોમા ગતિ પ્રતિક્રમણના અધિકારમા છમાસના તપ સુધીમા જે તપ કર્યો હોય તે તપ ધારીને કાઉસ્સગ્ગ પારી ચિંતવેલા તપમા પચ્ચક્ખાણ લેવાનુ જણાવે છે વળી શ્રીઆવશ્યકમા શ્રીહરિભદ્રસૂરિજી અઠ્ઠમ અને અઠ્ઠમનુ કોટી બદ્ધ પચ્ચક્ખાણ જણાવતા અઠ્ઠમ અઠ્ઠમની કોટી મેળવવાનુ જણાવે છે વળી શ્રીભગવતીજી, જ્ઞાતાસૂત્ર વિપાક અને અંતગડ વગેરે સૂત્રોમા આર દિવસેજ અઠ્ઠમ અઠ્ઠમ કર્યાના અધિકારો ઘણે સ્થાને છે ખરતરગચ્છવાળા તરફથી કહેવામા આવે છે કે જો પહેલા દિવસથીજ છઠ્ઠ અઠ્ઠમઆદિના પચ્ચક્ખાણ લેવાવામા આવે તો શ્રીકલ્પસૂત્ર વગેરેમા છઠ્ઠ અને અઠ્ઠમ આદિને માટે કહેલા જે પાણી છે તે પહેલે દિવસથી વાપરવાના થાય પણ તેઓનુ આ કથન ચાલી શકે તેમ નથી કારણ કે પ્રથમ તો જે જે ઉપવાસ છઠ્ઠ અને અઠ્ઠમ આદિને માટે પાણી જણાવ્યા છે તે પહેલાના ઉપવાસ આદિના પાણી છઠ્ઠ અઠ્ઠમ આદિની તપસ્યાવાળાને બાધક નથી પણ આગળ છઠ્ઠ અઠ્ઠમ આદિ તપસ્યાવાળા માટે કહેલા પાણી પહેલાંની ઉપવાસાદિ તપસ્યામા ન લેવા એમ નથી કેમકે જો ... માનીએ તો એક બે ઉપવાસવાળાએ અઠ્ઠમ આદિમા લેવાનુ

પાણી વપરાય નહિ એમ માનવું પડે. ખરી રીતે તો એ શ્રીકલ્પસૂત્રનો પાઠ ચોમાસામાં લાગલાગટ ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમઆદિ કરનારા માટે છે, વળી ખરતરો શ્રાવકોને પાણીના ૭ આગાર તો લેવાના માનનારજ નથી તો પછી નવકની અપેક્ષાએ તો પાણીના દૂરથી છઠ્ઠ અઠ્ઠમઆદિ ન કરવા એમ હેતુજ નથી વળી ભગવાન્ શ્રીઅભયદેવસૂરિજી કે જેઓ ખરતરગચ્છના નથી એટલુંજ નહિ પણ જેઓની વખતે ખરતરગચ્છની ઉત્પત્તિજ નહોતી છતાં એ મહાપુરુષના નામે નિત્યલક્ષ્મે પોતાની મહત્તા સ્થાપી તથા ખરતરવાળાઓ તેઓશ્રીના નામે પોતાના ગચ્છની મહત્તા જણાવે છે અને તેને લીધેજ શ્રીકૃપદેશસપ્તતિમા 'येभ्य प्रतिष्ठामापन्नो गच्छ खरतराभिध ।' અર્થાત્ ખરતરગચ્છવાળાઓ જે શ્રીઅભયદેવસૂરિજીના નામથી પોતાના ગચ્છની પ્રતિ । વધારવા માગે છે તેઓજ શ્રી અભયદેવસૂરિજી ભગવાન્ તો શ્રીભગવતીજી વૃત્તિમાં તો સ્પષ્ટ જણાવે છે કે चतुर्थ भक्त यावद् भक्त त्यज्यते यत्र तत् चतुर्थभक्तं, इय चोपवासस्य संना, एव षष्ठादिकमुपवासद्वयादेरिति (श०२ उ-१) આ વચનથી સ્પષ્ટ જણાવે છે કે પ્રથમથી ચોથા છઠ્ઠા આઠમા અને દશમા આદિ ભક્તોના પચ્ચક્ખાણો કરાય અને એવી રીતે સામટા ભક્તો છોડાતા હોવાથીજ છઠ્ઠ અઠ્ઠમઆદિના સાથે પચ્ચક્ખાણો દેવા લેવા તે શાસ્ત્રીય છે

પ્રશ્ન ૮૭૬-ત્રેસઠ શલાકા પુરુષોમાં કઈ કઈ પદવીઓ એકથી વધારે વખત આવી શકે?

સમાધાન-ફક્ત તીર્થનાથ તીર્થંકર ભગવાનની પદવી ભવચક્રમાં એકજ વખત આવે બાકી ચક્રવર્તિપણા વગેરેની પદવીઓ ભવચક્રમાં ઘણી વખત આવી શકે છે આજ કારણથી જિનનામકર્મને નિકાચતી વખતજ तइयभवोसक्कइत्ताण એવો નિયમ નિર્યુક્તિકાર મહારાજા વિગેરે સ્પષ્ટ શબ્દોથી જણાવે છે અર્થાત્ ભવાન્તચક્રને ત્રણ ભવ જેટલો બાકી રહે ત્યારેજ જિનનામકર્મને નિકાચિત કરી શકાય એટલે નક્કી થયું કે તીર્થંકર પદવી તો ભવચક્રમાં એકજ વખત અને અંત્ય ભવમાંજ હોય

પરન્તુ ચક્રવર્તિપણુ આદિ પદવીઓના બંધ વખતે સંસારને ઓછો કરવાનો નિયમ ન હોવાથી તે પદવીઓ ભવચક્રમાં ઘણી વખત પણ આવી શકે આજ કારણથી શ્રીભગવતીસૂત્રમા દેવાધિદેવપણાનું આંતરૂ જણાવ્યુ નથી પણ નરદેવપણાનુ એટલે ચક્રવર્તિપણાનુ આંતરૂ એક જીવની અપેક્ષાએ જણાવેલુ છે

પ્રશ્ન ૮૦૨–ભગવાન્ શ્રીજિનેશ્વર મહારાજાઓ તો તદ્ભવેજ મોક્ષે જાય છે પણ ચક્રવર્તિઓ તથા બલદેવો તો મોક્ષે પણ જાય અને સદ્ગતિએ જાય તો દેવલોકે પણ જાય અને ચક્રવર્તી જો ચક્રવર્તિપણુ છોડીને ત્યાગી ન બને તો તે નરકે પણ જાય તથા વાસુદેવો અને પ્રતિવાસુદેવો તો નરકેજ જાય એ વાત શાસ્ત્રસિદ્ધ છતાં તે તીર્થંકરપણા સિવાયની ચક્રવર્તીપણા આદિની પદવીઓને પામ કરનારાઓ માટે ભવોની સખ્યાનો નિયમ ખરો કે નહિ? પંદર ભવોથી વધારે ભવો થાય નહી વગેરે ન કર એમ કહેવાકો કહે છે તે ખરૂ છે?

સમાધાન–જો કે વર્તમાન અવસર્પિણીના ત્રેસઠશલાકાપુરુષોમા એકની એક પદવી બે વખત કોઈ પણ જીવને આવી (મળી) નથી પરંતુ સર્વકાલ માટે એવો નિયમ કરાતો નથી કે એકની એક પદવી એક જીવને બીજી વખત નજ આવે શ્રીભગવતીસૂત્રમા કંઈક અધિક સમય સાગરોપમના આંતરે બીજી વખત ચક્રવર્તીપણુ પ્રાપ્ત થાય એમ સ્પષ્ટ જણાવે છે વળી તેજ સ્થાને ઉત્કૃષ્ટ અંતર અપાર્દ્ધપુદ્ગલપરાવર્તનુ જણાવે છે તેથી એમ માની શકાય કે ચક્રવર્તી થયા પછી પંદરભવે ચક્રવર્તી આદિ મોક્ષે જાય એવુ નિયમથી નથી

પ્રશ્ન ૮૦૩ ચક્રવર્તીપણુ આદિ પામ્યા પછી ફેર (ફરી) પણ ચક્રવર્તીપણુ આદિ અપાર્દ્ધ પુદ્ગલ પરાવર્ત પછી પામે તો શુ ચક્રવર્તીપણુ પામીને તિર્યંચગતિમા જાય? ત્રેસઠશલાકાપુરુષ થયા પછી કોઈ પણ તિર્યંચની ગતિમા ન જાય એવો નિયમ નહિ ગણવો?

સમાધાન–પ્રથમ તો ભગવતીસૂત્રમાં જણાવેલ અપાર્દ્ધપુદ્ગલપરાવર્તનુ અંતર તિર્યંચની ગતિમા ગયા સિવાય પુરૂ થાયજ નહિ

ભગવાન્ શ્રીમહાવીર મહારાજનો ૭ત્ર, ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા પછી ત્યાંથી નરકે જઇ સિંહ થયા છે અને પછી પણ અનેક ભવો તિર્યંચના કર્યા છે ત્રિપૃષ્ઠ વાસુદેવનો ભવ તથા છેલ્લો ભવ તીર્થંકરનો ભવ (શ્રી મહાવીર મહારાજ તરીકેનો ભવ) એ બે ભવ વચ્ચે સો સાગરોપમ જેટલુ અંતર ગણાય તેમા દેવલોક અને નરકના તો એંશી સાગરોપમ થાય, બો તે સિવાય બાકીનો કાલ પૂરવા તિર્યંચ ગતિમા જાય એ રીતે શાસ્ત્રકાર પણ તિર્યંચભવો ગણાવે છે

પ્રશ્ન ૮૭૪ શ્રીમહાવીરમહારાજાએ નંદનઋષિના ભવમા એક લાખ વર્ષ સુધી સાધુપણુ પાલ્યુ અને તેમા અગિયાર લાખ એંશી હજાર છસે પિસ્તાલીસ ૧૧૮૦૬૪૫ માસખમણ કર્યા તે શી રીતે? કેમકે લાખ વર્ષના બાર લાખ મહિના થાય પણ માસ ખમણના અને તેના પારણાના દિવસના મહિના ૧૨૧૯૯૮૬ ને દિન ૨૫ થાય તે કેમ મળે?

સમાધાન-જો કે જાતુ અગર કર્મ નામના મહિનાને હિસાબે વર્ષમા બાર માસ હોય છે પણ જે પાચ વર્ષે બે માસ વધે છે તેમા દરેક વર્ષે છ તિથિઓ ઘટતી હોવાથી એક માસ તો પાની તિથિઓને પેટે પાચ વર્ષમા જાય પણ બીજો એક મહિનો વધારે થાય તેના દિવસોને પાચ વર્ષને હિસાબે લઇએ તો દરેક વર્ષે ૬ દિન વધી ૩૬૬ દિવસ થાય તેથી છ લાખ દિવસ થાય અથવા વીશ હજાર મહિના વધે અને તેથી બાર લાખ અને વીશ હજાર મહિના થાય તેમા પારણા સાથે ૧૧૮૦૬૪૫ માસખમણ જાય (થાય) અને ૪૬મા માસખમણના ૨૫ મે દિવસે શ્રીનન્દનમુનિએ કાળ કર્યો હોય તે સંભવિત છે

પ્રશ્ન ૮૭૫-અવધિજ્ઞાનના દ્વિવિધોઽવધિ એમ કહી જણાવેલ બે ભેદમા ભવપ્રત્યયિક અવધિજ્ઞાનનુ ક્ષયોપશમ નિમિત્તથી જુદાપણુ માત્ર દેવ નરક ભવને અંગે નિયમિત થાય છે તેમા એ સિવાય બીજો હેતુ કોઇ કહેવાય ખરો?

સમાધાન-ભવ પ્રત્યયમા પ્રથમ તો તેનુ કારણ ક્ષયોપશમજ છે છતા તે ભવનો ક્ષયોપશમ પંખીના ગાડીયા જેવો હોવાથી કોઇ માગે પણ

તે મન પર્યાયઆવરણના ક્ષયોપશમ તરફ કે કેવળજ્ઞાનઆવરણના ક્ષય તરફ વધતા દેજ નહિ અને ક્ષયોપશમ પ્રત્યયમા આગળ વધવાની તો છૂટ છે ક્ષયોપશમવાળુ અનવસ્થિત પણ હોય જ્યારે આ ભવપ્રત્યયિક અવસ્થિતજ હોય છે ભવપ્રત્યયમા નથી તો પલ્યોપમ કે સાગરોપમના કાળે વૃદ્ધિ કે નથી નેતેસ્ત્રે કાળે પણ હાનિ વળી તે ભવપ્રત્યયની પ્રાપ્તિમા આત્મપરિણામની જરૂર તેથી વૃદ્ધિ થાય કે હાનિ થાય તો પણ તેથી જ્ઞાનની વૃદ્ધિ હાનિ થતીજ નથી આવા કારણોથી લક્ષણના પ્રયત્નનો પ્રસગ છતા દ્વિવિધોઽવધિ એમ ભેદ જણાવ્યા તે વ્યાજબી છે

પ્રશ્ન ૮૦૬-દેવ અને નારકીના ભવને અગેજ જો અવધિ કે વિભગ થાય છે તો પછી અમની તિર્યચો જ્યારે પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલા આયુષ્યવાળા નારકી કે દેવ થાય છે ત્યારે તેઓને અપર્યાપ્ત અવસ્થામા અવધિ કે વિભગ એકેકેય કેમ નથી હોતુ? અને જો દેવ કે નરકમા ઉત્પન્ન થઇ પર્યાપ્ત થયા પછીજ બને છે તો શુ સમ્યગ્દૃષ્ટિ દેવ કે નારકીઓને અપર્યાપ્તપણામા બે જ્ઞાનવાળા માનવા?

સમાધાન-સમૂર્છિમો માત્ર ભવનપતિ અને વ્યતરમા તથા પ્રથમ નરકમાજ જાય છે માટે અલ્પપણાથી અવિવક્ષા, અથવા હોય અથવા સંજ્ઞી ની અપેક્ષાએજ વ્યુત્પત્તિ કરી હોય અથવા પ્રવૃત્તિ નિમિત્તને જુદુ રાખી વ્યુત્પત્તિ કરી હોય શ્રીમલયગિરિમહારાજા પ્રજ્ઞાપનામા ચોખ્ખુ જણાવે છે કે સમ્યગ્દૃષ્ટિને મનુષ્ય તિર્યચનુ આયુષ્ય પુરુ થાય કે તેના અનતર સમયેજ દેવ કે નરકમાં જનારને ત્રણેય જ્ઞાન હોય છે એ અપેક્ષાએ સમ્યગ્દૃષ્ટિની મુખ્યતાએ ભવપ્રત્યય એવો વ્યપદેશ હોય અસજ્ઞી છેવો કાલ વખતે સમ્યગ્દૃષ્ટિ નજ હોય

પ્રશ્ન ૮૦૭-શ્રીભગવતીજી અને પ્રજ્ઞાપનાદિમાં શ્રુતજ્ઞાન કરતા મતિ જ્ઞાનના પર્યાયો, અનભિલાપ્ય પર્યાયોને પણ મતિજ્ઞાન જાણે એમ કહી વધારે જણાવ્યા છે ત્યારે તત્ત્વાર્થકાર તો મતિજ્ઞાન કરતા શ્રુતજ્ઞાનને મહા વિષયવાળુ કહે છે તો શુ સમજવુ?

તત્ત્વાર્થકાર મહારાજ મોક્ષમાર્ગના

અધિકાર મુખ્યપણે લેતા હોવાથી તે લોકોત્તર શ્રુતને શ્રુત તરીકે જણાવે છે (લે છે) અને તેથીજ શ્રુતના અંગપ્રવિષ્ટાદિક વિભાગો કરે છે અને મતિજ્ઞાન તરીકે માત્ર વર્તમાન વિષયને જણાવનાર ઇંદ્રિય અને મનનાજ જ્ઞાનને લે છે અને તે પણ પારિણામિક રૂપવાળુ લે છે, તેથી ત્રિકાળના પદાર્થો ઓઘાદેશે " સર્વદ્રવ્ય સર્વભાવ તે સર્વજ્ઞના વચનથી " જણાય છે એમ ગણીને શ્રુતને તેઓ મહાવિષય ગણે છે ઉપદેશથી કે તેના અનુસારે થતા જ્ઞાનને મતિજ્ઞાન ન ગણતા શ્રુત ગણીને તેને મહાવિષય ગણે છે

**પ્રશ્ન ૮૯૮**–શ્રીમેઘકુમારની દીક્ષા થઈ તેમાં સમ્યક્‌ત્વની સાથેજ સર્વવિરતિ થઈ એમ ખરૂ ?

**સમાધાન**–दोहलय अणुसरिउ मेहकुमारोत्ति से कय नाम । परिवड्ढिओ य कमसो कलाउ सिग्घ अहिज्जेइ ॥९२॥ अह जोव्वणमणुपत्तो अहिलसणिज्ज सुरगणाणपि । तो परिणइ धूयाओ नरेसराण सुरूवाओ ॥ ९३ ॥ तत्थागओ कयाइवि सिरिवीरजिणेसरो विहर माणो तस्सतिए य सोउ जिणधम्म सावओ जाओ ॥ ९४ ॥ अह विहरिऊण भयव पुणरवि तत्थागओ तओ दिक्ख मेहकुमारो गिण्हइ सविग्गो तस्स पासम्मि ॥ ९५ ॥

**અર્થ** આકાશે મેઘનો દોહદ (દોહલો) ધારિણીરાણીને થયો હતો તે અનુસારે તે કુમારનુ મેઘકુમાર એવુ નામ રાખવામાં આવ્યુ હતુ અનુક્રમે તે વયે વધતો ગયો મોટો થયો અને કલાઓને જલદી શીખી ગયો ॥૯૨॥ પછી દેવોથી પણ ઇચ્છનીય યૌવનને પામેલો મેઘકુમાર મોટા મોટા રાજાઓની સારારૂપવાળી કન્યા-કુમારિકાઓને પરણ્યો ॥ ૯૩ ॥ કોઇક દિવસ ભગવાન્ મહાવીરમહારાજા વિહાર કરતા ત્યાં આવી સમવસર્યા (ત્યારે) તેઓશ્રીની પાસે ધર્મને સાંભળીને તે મેઘકુમાર શ્રાવક થયો એટલે સમ્યક્‌ત્વ કે સમ્યક્‌ત્વ સાથે તે દેશવિરતિને પામ્યો ॥ ૯૪ ॥ પછી ભગવાન્ શ્રીમહાવીરમહારાજા દેશાંતરોમાં

વિહાર કરીને બીજી વખત જ્યારે રાજગૃહી આવ્યા ત્યારે મળેલ પામેલા એવા મેઘકુમારે તેઓશ્રીની (ભગવાન શ્રીમહાવીરદેવની) પાસે દીક્ષા અંગીકાર કરી યાવત્ અવધારિમય દ્રાયાર્ય વિરચિત ભવભાવનામાં જણાવાયેલા આ વચનોથી સિદ્ધ જ છે કે શ્રીમેઘકુમારે પહેલા શ્રાવકપણું પામીને જ દીક્ષા લીધેલી છે (ભગવાન્ મહાવીરના કેવલજ્ઞાનના પહેલા ચોમાસે મેઘકુમારની દીક્ષા માનનારાઓ આ ઉપરથી વિચાર કરશે.)

પ્રશ્ન ૮૯૯ શ્રીનન્દીસૂત્રમાં અવધિજ્ઞાનના છ ભેદોમાં પ્રતિપાતી અને અપ્રતિપાતી એવા ભેદો ગણ્યા છે અને શ્રીતત્ત્વાર્થમાં અવસ્થિત અને અનવસ્થિત એવા ભેદો કહ્યા છે તો તે શી રીતે સમજવું?

સમાધાન—શ્રીનન્દીસૂત્રમાં એ વચનના અવધિજ્ઞાનને અંગે બે ગણ્યા હોય અને તેથી પ્રતિપાતી અપ્રતિપાતી ભેદો ગણ્યા અને શ્રીતત્ત્વાર્થમાં યાવત્ અવધિજ્ઞાનનો વિયોગ લીધેલો હોવાથી અવસ્થિત ભેદમાં સરખાવટ છતાં અનવસ્થિતમાં પ્રતિપાતી લેવા સાથે નવું ઉત્પન્ન થનાર અવધિ પણ લીધું (ગણ્યું) છે

પ્રશ્ન ૯૦૦—તત્ત્વાર્થકાર જ્યારે અનવસ્થિતમાં વધતું ૧ ઘટતું ૨ અને વધતું ઘટતું ૩ એ ત્રણેય ભેદો લે (ગણે) છે તો પછી વર્દ્ધમાન અને હીયમાન એ બે ભેદો ગણવાની જરૂર શી?

સમાધાન—વર્દ્ધમાનભેદમાં અંગુલના અસંખ્યાતમા ભાગથી ક્રમસર વધતું અને હીયમાનમાં સર્વલોકમાં દેખીને અનુક્રમે ઘટતું અવધિજ્ઞાન લીધું છે પણ અનિયમિત રીતે વધતું અને અનિયમિત રીતે ઘટતું અવધિ જણાવવા માટે અનવસ્થિતમાં વૃદ્ધિ અને હાનિ બે જૂદાં અને ભેળાં લીધાં છે

પ્રશ્ન ૯૦૧—તત્ત્વાર્થભાષ્યકાર મહારાજ મતિજ્ઞાનાદિનો સદ્ભાવ કેવલજ્ઞાન થાય ત્યારે હોય કે ન હોય એ બાબતમાં કેચિત્ કેચિત્ કહીને હોવાનું અને ન હોવાનું જણાવે છે, પણ પોતાનો મત જણાવતા કેમ નથી?

સમાધાન—જો કે મતિજ્ઞાનાદિની સાથે કેવલજ્ઞાન હોય અને ન હોય એવા બ ન પ્રકારને ભાષ્યકાર केचित्ના નામે જણાવે છે પણ આ ધકારોની શૈલી હોય છે કે પોતાના મતને પણ केचित्ના નામે જણાવે તેથી તેઓ એમ જણાવે છે કે આ પ્રકારનું વ્યાખ્યાન મ્હારાદ્વારા આચાર્યો નું છે અને કેચિત્ કે અન્યોથી જે મને લાગે છે તે જણાવુ છુ પણ ખુદ સૂત્રકાર મહારાજ 'आचतुर्भ्यः' કહીને સ્પષ્ટ કરે છે કે મતિજ્ઞાનાદિનો સદ્ભાવ કેવલજ્ઞાન ની સાથે ન હોય વળી ભાષ્યકારમહારાજ પણ અપ્રતિપાતી અવધિજ્ઞાનને જણાવતા 'आकेवलप्राप्ते' એમ કહી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થતા અપ્રતિપાતી અવધિજ્ઞાન પણ ચાલ્યુ જાય એમ સ્પષ્ટ જણાવે છે

પ્રશ્ન ૮૮૨–શ્રીનન્દીસૂત્રમા જ્યા મતિ ત્યા શ્રુત અને જ્યા શ્રુત ત્યા મતિ હોય એમ કહે છે ત્યારે તત્વાર્થભાષ્યકાર મતિ હોય ત્યા શ્રુતની ભજના કેમ કહે છે?

સમાધાન—શ્રીનન્દીસૂત્રકારમહારાજ સામાન્ય શ્રુતજ્ઞાનને અંગે કહે છે અને તેથી તેના અક્ષરાદિ ભેદો કહે છે જ્યારે શ્રીતત્વાર્થકાર મહારાજ મોક્ષોપયોગી શ્રુતને અંગે કહે છે અને તેથી અંગબાહ્યાદિ ભેદો પાડે છે

પ્રશ્ન ૮૮૩–શ્રીગજસુકુમારજી ને ક્ષત્રિયોત્પન્ન (ક્ષત્રિયાણીથી ઉત્પન્ન થયેલી) સોમા નામની બ્રાહ્મણ કન્યા જ એકજ સ્ત્રી હતી કે બીજી કોઈ સ્ત્રી હતી?

સમાધાન શ્રીગજસુકુમારજીને દ્રુમનામના રાજાની પુત્રી પ્રભાવતી નામની બીજી સ્ત્રી પણ હતી. (પ્રવ્રજ્યા વિધાનવૃત્તિ)

પ્રશ્ન ૮૮૪ હાલિકના જીવનો ભગવાન શ્રીમહાવીરમહારાજના જીવની સાથે સિંહ અને ત્રિપૃષ્ઠના ભવથી સબધ છે કે તેની પહેલા પણ સબધ ખરો?

સમાધાન-ભગવાન્ શ્રીમહાવીરમહારાજાનો જીવ જ્યારે વિશાખભૂતિનાભવમા હતો ત્યારે તે સિંહનો (એટલે કે હાલિકનો) જીવ વિશાખનન્દી તરીકે (વિશાખભૂતિના ભાઈ તરીકે) હતો. ઉદ્યાનમા રહેવાના કારણે ત્યા વૈરની જડ બધાઈ અને મથુરામા કરાયેલી હાસી પ્રસગે તેણે ઘણા બનવાનો થવા સાથે તેને મારવાનુ નિયાણુ બાધ્યુ બલે ભમીને વિશાખનન્દીનો જીવ સિંહ થયો અને વિશાખભૂતિનો જીવ (શ્રીમહાવીરભગવાન્નો જીવ) તે ત્રિપૃષ્ઠવાસુદેવ થયો ત્રિપૃષ્ઠવાસુદેવે સિંહને ચીરી નાખીને માર્યો છે સે બન્ને તે સિંહનો જીવ હાલિક' થયો અને પછી 'દેવશર્મા તરીકે થયેલો પણ તેજ ગણાય છે

પ્રશ્ન ૮૮૫-આનુગામિકઅવધિજ્ઞાન અને અનાનુગામિકઅવધિજ્ઞાન એ બે ભેદોમાજેમા ઉત્પન્ન થયેલ અવધિજ્ઞાન તેવાલાની સાથે ક્ષેત્રાતરમા આવે તે અનુગામિક અને ન આવે તે અનાનુગામિક એમ કહેવાય છે પણ તે અવગાહનાના ક્ષેત્રની અપેક્ષાએ ગણવુ કે દસ્યક્ષેત્રની અપેક્ષાએ ગણવુ ?

સમાધાન-તત્ત્વાર્થભાષ્ય અને તેની ટીકામા અનાનુગામિકના અધિકારમા यत्र स्थितस्योत्पन्न અર્થાત્ જ્યા રહેલાને ઉત્પન્ન થાય એ, વગેરે કહેવાથી તેમજ प्रश्नादेशपुरुषज्ञानवत् એમ કહી જે દૃષ્ટાન્ત આપે છે અને यत्र स्थाने ના અર્થમા ઉપાશ્રયમા કાયોત્સર્ગરૂપ સ્થાનમા' એમ લે છે તેથી અવગાહનાનુ વ્યાવહારિક સ્થાન ગણાય શ્રીનન્દીસૂત્રમા સાકળે બાધેના દીવાનુ દૃષ્ટાન્ત હોવાથી દૃસ્યક્ષેત્રની અપેક્ષાએ અનાનુગામિકપણુ લેવાય આનુગામિક ભેદમા તો શ્રીતત્ત્વાર્થમા સૂર્યના પ્રકાશનુ અને ઘટની રક્તતાનુ અને શ્રીનન્દીસૂત્રમા માથે રાખેલી સગડીનુ દૃષ્ટાન્ત છે તેથી તેમા અવગાહ કે દૃશ્યક્ષેત્રનો ભે નહિ પડે

પ્રશ્ન ૮૮૬ તત્ત્વાર્થમા षड्विकल्प शेषाणाम् એમ કહી મનુષ્યને અને તિર્યચને આનુગામિકઆદિ છ ભેદોવાળુ અવધિજ્ઞાન જણાવે છે તો નારકી અને દેવતાને અવધિજ્ઞાનના એ છ ભેદોમાથી કોઈ પણ ભે. કે નહિ ?

વિશેષ કારણ છે

**પ્રશ્ન ૮૯૧**–ભગવાન શ્રીમહાવીરમહારાજે પ્રિયમિત્રના ભવમા કોની પાસે સાધુપણુ લીધુ ? અને ત્યા દીક્ષાપર્યાય કેટલો હતો ?

**સમાધાન**–ભગવાન શ્રીમહાવીરમહારાજે પ્રિયમિત્રના ભવમા પોટ્ટિલાચાર્ય પાસે સાધુપણું લીધેલુ છે એમ શ્રીપ્રદ્યુમ્નસૂરિજી પ્રવ્રજ્યાકુલકની ટીકામા જણાવે છે કેટલેક સ્થાને તે આચાર્યનુ નામ પ્રોષ્ઠિલાચાર્ય પણ જણાવાય છે, અને તેમનો દીક્ષાપર્યાય ક્રોડ વર્ષનો શ્રીપ્રદ્યુમ્નસૂરિજી જણાવે છે કેટલેક સ્થાને ક્રોડવર્ષનો દીક્ષાપર્યાય કહેલ છે

**પ્રશ્ન ૮૯૨**–ભગવાન શ્રીમહાવીરમહારાજે શ્રીનંદનના ભવમા અઢાર પાપસ્થાનક વર્જતા છઠ્ઠુ પાપસ્થાનક રાત્રિભોજન ગણીને વોસિરાવ્યુ છે અને રતિઅરતિને નથી ગણી તેનુ કેમ ?

**સમાધાન**–કષાયો અને રાગદ્વેષમાં રતિઅરતિ આવી ગઇ એમ ગણીને રતિઅરતિ ન લીધા હોય અને રાત્રિ ભોજનની ભયંકરતાથી તે હિંસાને વર્જવામા આવી જાય છતા જુદુ લીધુ હોય તો અસંભવિત નથી

**પ્રશ્ન ૮૯૩**–શ્રીઆર્યરક્ષિતસૂરિજી શ્રીવજ્રસ્વામી પાસે ઉજ્જયિની ભણવા ગયા ત્યારે શ્રીભદ્રગુપ્તસૂરિજીને જે નિર્યામણા કરાવી તે ઉજ્જયિનીમાજ કે બીજે ?

**સમાધાન**–શ્રીભદ્રગુપ્તસૂરિજીને કરાવેલી નિર્યામણા ઉજ્જયિનીમા નથી પણ બીજે છે નિર્યામણા કરાવ્યા પછી ઉજ્જયિની આવ્યા છે અને રાત્રે ઉજ્જયિનીથી બહાર રહ્યા છે ઉજ્જયિનીમા પણ જુદે ઉપાશ્રયે ઉતરીને આવ્યા છે

**પ્રશ્ન ૮૯૪**–શ્રીકલ્પસૂત્રમા સ્થવિરાવલીમાં કોટિગણ અને વજ્રી શાખાનો અધિકાર આવે છે પણ ચંદ્રકુલનો અધિકાર કેમ નથી ?

**સમાધાન**–આચાર્યમહારાજ શ્રીવજ્રસ્વામીના શ્રીવજ્રસેનસૂરિ શિષ્ય આચાર્ય હતા તેમના બારદુકાળી પડવા પહેલાના શિષ્યોની પરંપરાનો ઉલ્લેખ ત્યા થયો છે અને તેથી શ્રીચંદ્રસૂરિ સમંતભદ્રસૂરિ વગેરેના નામો જે વર્તમાન ગચ્છોની પરંપરાની પટ્ટાવલીમા છે તે શ્રી કલ્પસૂત્રમા નથી

પ્રશ્ન ૮૯૫—નાગેન્દ્રકુલ, નાગિલીશાખા એક છે કે જૂદા જૂદા છે?

સમાધાન—આચાર્યભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી શ્રીનંદીસૂત્રની ટીકામાં नाइलवंस પદનો અર્થ नागेन्द्रकुल એવો કહે છે, તેથી તે એક હોય તો ના કહી શકાય નહિ. શ્રીકલ્પસૂત્ર સ્થવિરાવલીમાં તો આર્યનાગિલઆચાર્યથી નાગિલશાખા એમ જણાવેલ છે અર્થાત્ કલ્પસૂત્રમાં નાગિલ એવું નામ નથી આપ્યું અને ચ નિર્વૃતિકુલોઆદિની વ્યાખ્યા પણ નથી. એમજ ચન્દ્ર નિર્વૃતિ નાગેન્દ્ર અને વિદ્યાધર આ ચારેય સાથે હતા.

પ્રશ્ન ૮૯૬—અભવ્યજીવોને આભોગિકમિથ્યાત્વ હોય કે નહિ?

સમાધાન—મોક્ષને મેળવવાની ઇચ્છા જેને થાય તે અન્ત્યપુદ્ગલપરાવર્તવાળો હોય છે એમ શ્રીહરિભદ્રસૂરિજી मोक्खसओऽवि नन्नत्थ એમ કહી જણાવે છે. અર્થાત્ છેલ્લા પુદ્ગલપરાવર્ત સિવાય બીજા પુદ્ગલપરાવર્તોમાં એટલે કે અધિકપુદ્ગલપરાવર્ત બાકી હોય તો ત્યારે જીવને મોક્ષ મેળવવાનો વિચાર પણ થાય નહિ. તેથી મોક્ષના સાધન તરીકે સુદેવાદિની આરાધના અભવ્યને ન હોય. સાંસારિક કારણે પૌદ્ગલિક ભાવે તો તે સુદેવાદિ અને કુદેવાદિ બંનેને આરાધે.

પ્રશ્ન ૮૯૭—જે વખતે પુનમે ચઉમાસી થતી હતી ત્યારે ચઉદશે પક્ખી અને પુનમે ચઉમાસી થતી હતી અને હમણાં ત્રણ ચઉમાસીએ પક્ખી થતી નથી તેથી પક્ખી પડિક્કમણાની સંખ્યા ઘટી તેનું કેમ?

સમાધાન—ચઉદશે પક્ખી અને આષાઢીઆદિ પુનમે ચઉમાસી એવો નિયમ હતો, પણ પૂર્વધરોએ ચઉદશે ચઉમાસીની આચરણા કરી તેથી પક્ખી તે દિવસ થતી નથી. પક્ખી ચઉમાસી ભેળા જ થાય તેથી તે પક્ખી બંધ કરી, આચરણાને બહાને વર્તમાનમાં શાસ્ત્ર અને પરંપરાને ઉઠાવી દઇ નવો ઉઠાવવાની કોઇ વાત કરે તો તે માર્ગ કહેવાય નહિ. કાલિકાચાર્ય મહારાજે એક દિવસ સકારણ સંવત્સરીમાં પાછળ કર્યો તેથી શું એ બહાને અપર્વ નિષ્કારણ એક દિવસ વળી પાછળ કરી શકે? તો તો કલ્પનાથી આઠ દિવસની ઓળી અને સાત દિવસની અઠ્ઠાઇ પણ તે ભેળસેળ તિથિવાળાને માનવી પડશે રૂપિયામાં આનો સમાય તો પછી

ક્ષય જો કે દરેક બાસઠમે દિવસે થાય છે છતાં તિથિ ત્યાં નાશ પામતી નથી માત્ર જે તિથિ સૂર્યોદયને ફરસતી નથી તેનો ક્ષય થયો એમ જૈન જ્યોતિષ માને છે એટલે જેમ કર્મમાસમાં પક્ષઆદિના પંદરઆદિ દિવસો હોય છે તેમજ પાક્ષિકઆદિ પ્રતિક્રમણોની વચ્ચે તિથિઓ પણ પંદર વગેરે બરોબર થાય છે એટલે તિથિ ક્ષય પામે ત્યારે સૂર્યોદય તે તિથિમાં ન હોય પણ તિથિનો નાશ તો હોય જ નહિ અને એવીજ રીતે લૌકિક ટીપ્પના પ્રમાણે તિથિ વધે તો પણ તે પડવા બીજઆદિ પંદર તિથિઓને નામેજ હોય છે માટે જે સૂર્યોદયને ફરસનારી તિથિ વધી કહેવાય તે પડવાઆદિ પંદરથી અન્ય કોઈ નામની તિથિ હોયજ નહિ માટે પંદર આદિ બોલવું તેજ વ્યાજબી છે

પ્રશ્ન ૯૦૧ બીજઆદિ તિથિઓની જ્યારે આરાધના કરવાનું શાસ્ત્રકારો કહે છે ત્યારે તે તે બીજઆદિ તિથિઓનો આરંભ જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે તે તે બીજઆદિ તિથિઓના શીલઆદિ નિયમો શરૂ કરવા અને તે તે તિથિઓ સમાપ્ત થાય ત્યારે ત્યારે તે શીલઆદિના નિયમો પૂરા કરવા એ વ્યાજબી કેમ ન માનવું ?

સમાધાન શાસ્ત્રકારોએ પક્ખી ચઉમાસી અને સંવચ્છરી માટે ઉપવાસ છઠ્ઠ અને અઠ્ઠમની તપસ્યા કરવાની જરૂર જણાવી છે અને તે ઉપવાસઆદિ પચ્ચક્ખાણોમાં સુરે ઉગ્ગએ આદિપદો રાખેલા છે, તેથી બીજઆદિ તિથિઓની આરાધના કરનારે શીલઆદિના નિયમો કરનારે તે સૂર્યોદયથી શરૂ કરવાજ જોઈએ અને બીજે સૂર્યોદય થાય ત્યાં સુધી પાલવાજ જોઈએ વળી શાસ્ત્રોમાં આઠમ ચૌદશ પુનમ અને અમાવાસ્યાને દિવસે સંપૂર્ણ પૌષધ કરવાનું જણાવેલ છે અને સંપૂર્ણ પૌષધવ્રત પણ સંપૂર્ણ અહોરાત્રને અંગે છે રાત્રિભોજનની વિરતિપણ સૂર્યના આથમવા પછી થતી રાત્રિને અંગેજ છે માટે વ્રતપચ્ચક્ખાણમાં સૂર્યના ઉદય અસ્તનોજ પૂરો સંબંધ છે એમ માનવુંજ જોઈએ જો કે અહોરાત્રની ઉત્પત્તિ સૂર્યના ઉદય અને અસ્તથીજ છે પણ સૂર્યમાસ ૩૦॥ દિવસનો હોવાથી તેને સૌરતિથિ કહેવાય જ નહિ અર્થાત્ દિવસ આદિનો વ્યવહાર કર્મમાસની

અપેક્ષાએ તિથિઓની આરાધના ચંદ્રમાસની અપેક્ષાએ અને વ્રતનિયમાદિ અહોરાત્રિની અપેક્ષાએ કરાય છે આમ હોવાને લીધે ઋતુમાસ જ્યારે એ થાય ત્યારે એક અવમરાત્ર માનીને તેની આગલી તિથિને ક્ષીણ માન વાની જરૂર થઈ જાય છે પણ વૃદ્ધિ તો તિથિની હોયજ નહિ, પણ શાસ્ત્રોમા જે 'અતિરાત્ર કહીને વૃદ્ધિ જણાવે છે તે તિથિની વૃદ્ધિ માટે કે સૂર્ય દિવસની વૃદ્ધિ માટે નથી પણ અહોરાત્રની વૃદ્ધિ માટે છે એ તિથિ લઇએ તો પંદરૂ વધવી જોઇએ અને સૌર દિવસ લઇએ તો ૬ દિવસ વધે માટે અહોરાત્રજ છ વધે એમ સમજવુ

પ્રશ્ન ૯૦૪—હુ બાલક છે અણસમજુ છે અને ધર્મનો અજાણ છે એવા માતાપિતાના કથનના ઉત્તરમા જાણુ છુ તે નથી જાણતો અને નથી જાણતો તે જાણુ છુ એમ કહેવુ વ્યાજબી છે?

સમાધાન—અતિમુક્ત મનિ માતાપિતાને એમ જણાવે છે કે ગમ અને દેર એ બે આવવાળો હોય તે બાલ કહેવાય પણ હ તો ગમદ તને ટાળવા તૈયાર છુ અને તેમા ખરી સમજણ મરણથી બચવામા અને દુર્ગતિથી આત્માને બચાવવામા ગણાય તેમા આયુષ્યના અભાવથી મરણ થાય છે એ સમજુ છુ પણ મારૂ મરણ કયા કેમ કેટલે કાલે અને ક્યારે થશે એ હુ જાણતો નથી (અર્થાત્ અનિયમિતપણે મરણ આવે છે માટે સમજણની સાથે જ મ મરણને ટાળનાર સયમ માર્ગ સેવો જોઇએ) વળી જીવો નરક તિર્યંચ મનુષ્ય અને દેવગતિમા ભમે છે તે કયા પ્રકારના કર્મ બધનથી તે હુ નથી જાણતો પણ પોતાના કર્મોથી જીવ ચારે ગતિમા ભમે છે, એમ જાણુ છુ (અથાત્ ચારેય ગતિમાથી બચવા માટે મારા આત્માને સયમમા જોડી રહ્યુ છુ કે જેથી તે કર્મો લાગેજ નહિ) આવી રીતે અતિમુકનક કુમારે પોતામા બાલપણાનો અભાવ જણાવી, મરણની અનિયમિતતાથી સયમની ઉતાવળના કારણરૂપ જણાવી કુટુબનુ અશરણપણુ જણાવી ચારેય ગતિથી બચાવનાર સયમનુ શરણ પણ જણાવ્યુ તેથી માબાપે દીક્ષા અપાવી આ હકીકત માટે જુઓ અતગડ સૂત્ર ૨૪ अतिमुत्त कुमार अम्मापितरो एव व० चालेमि ताव

तुमं पुत्ता ! असंबुद्धेसि, किं नं तुमं जाणसि धम्मं ? तते णं से अतिमुत्ते कुमारे अम्मापियरो एवं व०–एवं खलु अम्मयातो ! जं चेव जाणामि तं चेव न याणामि जं चेव न याणामि तं चेव जाणामि, तएणं तं अइमुत्तं कुमारं अम्मापियरो एवं व० कहं नं तुमं पुत्ता ! जं चेव जाणसि जाव तं चेव जाणसि ?, त० से अतिमुत्ते कुमारे अम्मापियरो ए० जाणामि अहं अम्मतातो ! जहा जाएणं अवस्समरियव्वं, न जाणामि अहं अम्मतातो ! काहे वा कहिं वा कहं वा केचिरेण वा ?, न जाणामि अम्मताओ ! केहिं कम्मायणेहिं जीवा नेरइयतिरिक्खजोणियमणुस्सदेवेसु उववज्जति, जाणामि णं अम्मताओ ! जहा सतेहिं कम्मायणेहिं जीवा नेरइय जाव उववज्जंति,

પ્રશ્ન ૯૦૩–અતિમુક્ત મુનિએ દેશના સાંભળીને વૈરાગ્ય મેળવ્યો હતો કે સ્વયં મેળવ્યો હતો ?

સમાધાન–શ્રીભગવતીજી તથા શ્રીઅંતગડ એ બે સૂત્રોમાં તેમનો અધિકાર છે તેમાં શ્રીભગવતીજીમાં જે અતિમુક્ત મુનિનો અધિકાર છે તેમાં માત્ર પાત્રાને તરાવવાના અધિકાર સિવાયનો છપાયલી કે બીજા નાનનો અધિકાર નથી શ્રીઅંતગડસૂત્રમાં તો ભગવાન્ શ્રીગૌતમસ્વામીજી સાથે ગામમાંથી આવી ભગવાન્ શ્રીમહાવીરદેવની દેશના સાંભળીને વૈરાગ્ય પામ્યા' એમ સ્પષ્ટપણે જણાવે છે

પ્રશ્ન ૯૦૪–અતિમુક્તમુનિજીને તેમના માતાપિતાએ દીક્ષા લેતા રોકવા માટે શું કહ્યું અને અતિમુક્તમુનિજીએ તેનો શો ઉત્તર આપ્યો ?

સમાધાન–અતિમુક્તમુનિજીએ ધર્મ સાંભળવાથી પોતાને વૈરાગ્ય થયેલો જણાવી માતાપિતા પાસે દીક્ષાની આજ્ઞા માગી ત્યારે માતાપિતાએ જણાવ્યું કે, તું બાળક છે અણસમજુ છે, અને તું ધર્મને શું જાણે ? ત્યારે તેમણે ઉત્તરમાં એમ જણાવ્યું કે હે માતાજી ! હે પિતાજી ! હું જે જાણું છું તેજ નથી જાણતો અને જે નથી જાણતો તેમ જાણું છું'

પરિણામમા જાજસભામા ગ્નોહરણના સ્વીકારથી દીમાથી અનલંકૃત કરવામા આવ્યુ અને શય્યતરને ત્યા ન રાખતા તે દીક્ષિત વજ્રસ્વામીજીને સાધ્વી-ના ઉપાશ્રરે રાખ્યા પછી આઠ વર્ષની વયે વડી દીક્ષા અપાઈ, પછી સાધ્વીના ઉપાશ્રરે રહેવુ બધ કર્યું તેથી વડી દીક્ષાની અપેક્ષાએ આઠ વર્ષ ગૃહસ્થપર્યાયમા ગણ્યા. આ સિવાય બીજુ પણ સમાધાન બહુશ્રુતો કરે તો તે ના નહિ

પ્રશ્ન ૯૦૮–સાધુઓ સાધુ પાસે આલાયણ લે છે તેમ સાધ્વીઓ સાધ્વીઓ પાસે આલોયણ કેમ નથી લેતી?

સમાધાન–સાધ્વીઓને જેમ દૃષ્ટિવાદ ન ભણાવાય તેવી રીતે આર્યરક્ષિતસૂરિજી પછીથી આચાર પ્રકલ્પાદિ છેદસૂત્રો આપવાના નિષેધને અંગે સાધ્વીઓને પણ આલોયણ લેવાનુ આચાર્યાદિક સાધુઓ પાસેજ હોય છે

પ્રશ્ન ૯૦૯–શ્રી આર્યસિંહગિરિજીના શિષ્યોની ગણનામા શ્રીવજ્ર સ્વામીજીને આર્યસમિતિજી કરતા પહેલા કેમ કહ્યા?

સમાધાન શ્રીઆર્યસમિતિસૂરિજી તો શ્રીવજ્રસ્વામીજીના અપેક્ષાએ પહેલા દીક્ષિત હોવાથી મોટાજ છે પણ ધનગિરિજી મહારાજના સાંસારિક સંબંધથી શ્રીવજ્રસ્વામીજીને ક્રમાકે બીજા (બીજે નબરે) ગણ્યા છે પણ આગમ પરપરા ચલાવનાર આર્યસમિતિજીની બ્રહ્મદીપિકા શાખા પહેલી લઈ પછી વજ્રસ્વામીની શાખા લીધી છે તે ધ્યાન બહાર જવા દેવુ નહિ

પ્રશ્ન ૯૧૦ શ્રીવજ્રસ્વામીજીને પુરી નામની નગરીના શ્રાવકોએ ચૈત્ય પૂજાજ મહાન ધર્મનુ અગ છે એમ માનીને પુષ્પ લાવવા વિનતિ કરી છે

સમાધાન પુરી નામની નગરીના શ્રાવકો શ્રીજિનોક્ત ધર્મના સર્વ અંગોને અગ તરીકે માનતા હતા પરન્તુ બૌદ્ધોએ રાજા પોતાના ધર્મનો હોવાથી ઈર્ષ્યાને લીધે પુષ્પો વેચાતા બધ કરાવ્યા હતા યાવત્ પર્યુષણ પર્વમા જૈનોના અનુકરણથી પણ મહાપૂજા કરવાના દિવસો હતા પુષ્પ ન મળવાથી શાસનહેલના ગણી તે ટાળવા શ્રીવજ્રસ્વામીજીને વિનતિ કરી અને

તેથી કમને પણ શ્રીવજ્રસ્વામીજીને પુષ્પો લાવવાનું મન થયું, અને તેથીજ તે પ્રસંગને અંગે શ્રીનિર્યુક્તિકાર મહાત્મા અન્યશાસન તરફથી થતી અવહેલના અને શાસનની પ્રભાવનાના મુ । જણાવે છે પણ પૂજાનો મુદ્દો જણાવતા નથી બીજા સાધુઓ જે આનું આલંબન લે તો તેને ફટ ગણવામાં આવ્યું છે

પ્રશ્ન ૯૨૧-શ્રીવજ્રસ્વામીજીના સમય સુધી મુનિઓ પ્રાય વનમાં રહેતા હતા એમ ખરૂં ?

સમાધાન-શ્રાવિકા જયન્તીનું પ્રથમ શય્યાતરીપણું સૂચિત આચાર્યનું કલ્પકને ત્યાં રહેવું શ્રીઆર્યસુહસ્તિસૂરિજીનું યાનશાલામાં રહેવું, બ્રહ્મચર્યની નવવાડો શ્રીઆચારાંગ તથા શ્રીદશવૈકાલિકમાં, જણાવાયેલ શય્યાતરપાદિથી વસતિની પ્રતિબદ્ધતા તથા તેના અનતિક્રાંતાદિ ભેદો આદિને જાણનારા તેમ ન માને ક્વચિત્ વનવાસ હી તો ના નહિ

પ્રશ્ન ૯૨૨ શ્રીનન્દીસૂત્રને રચનાર કોણ શ્રીદેવવાચકજી કે શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજી ?

સમાધાન શ્રીનન્દીસૂત્રને ઉદ્ધારનારા શ્રીદેવવાચકજી, કે તેમના ઉરનું નામ શ્રી દૂષ્યગણીજી છે અને તેઓ શ્રીઆર્યમહાગિરિજીની પરંપરામાં છે અને શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજી તો મહિલપગણીના શિષ્ય છે અને શ્રીઆર્યસુહસ્તિસૂરિજીની પરંપરામાં છે એમ નન્દીસૂત્ર અને કલ્પસૂત્રમાં સ્પષ્ટ છે લેખનદ્વારા સર્વસૂત્રોના ઉદ્ધારક હોવાથી શ્રીદેવર્દ્ધિજીને શ્રીનન્દીસૂત્રના કર્તા કહે તો જૂદી વાત

પ્રશ્ન ૯૨૩ કેટલેક સ્થાને ચંદ્રકુલ લખાય છે કેટલેક સ્થાને ચંદ્રગચ્છ લખાય છે તેનું કારણ શું ?

સમાધાન એક આચાર્યની સંતતિને કુલ અને સાપેક્ષ કુલોના સમુદાયને ગણ અને ગણના સમુદાયને સંઘ કહેવાય એવું શાસ્ત્રીય વચન વિચારતા જણાશે કે અમુક પરંપરાની અપેક્ષાએ ચંદ્રકુલ હોય અને જ્યારે તેમાંથી બીજા ગચ્છોના ભેદ જૂદા નીકળ્યા હોય ત્યારે તેજ ચંદ્ર-

पचम्यां अस्माकं पुत्रशोकनिवारणार्थं सर्वा प्रजा आगमिष्यति तदा श्रीमता पार्श्वे वार्षिकपर्वे महोत्सवार्थं ममागमन न भविष्यति, अत. षष्ठया वार्षिकपर्व कर्त्तव्य। इति कथयित्वा राजा स्वसदने गत अथ ते सूरिपादे सर्वगीतार्थानाचार्यांश्च समेत्य राजावदात कथित, तदा सर्वै-र्गीतार्थैरुक्त-यूय महाप्रभावका श्रीमद् वीरवचनत तत्र भवतां वचन प्रमाण, पर षष्ठया वार्षिक पर्व न जायते पुन: ? आयुरनित्य, अत चतुर्थ्यां वार्षिक पर्वं कर्त्तव्य, इति गीतार्थाना वचनमुररीकृत्य चतुर्थ्यां संघसमक्षं राजपुरस्सर वार्षिकप्रतिक्रमणमपि चतुर्थ्यामेव कृत। વધારે આશ્ચર્યની વાત તો એ છે કે એજ પ્રઘોષ વિચારમાળ સાલાહણેણ रण्णा० વગેરે મે ગાથા આવી છે તેથી ધ્રુવસેન રાજાએ સવચ્છરીની તિથિ પ્રવર્તાવવાની એવુ તેનુ લખાણ જુઠું ઠરે છે.

પ્રશ્ન ૬૨૯–किंच चतुर्दशी पौर्णमासी चेत्युभे अप्याराध्यत्वेन संमते स्त, पर चातुर्मासिकलक्षणा ग्राह्या नाधा इति ' એમ એ પ્રઘોષમા તત્ત્વતરંગિણીને નામે જણાવ્યુ તે સાચુ છે?

સમાધાન किंचथी માંડીને स्त સુધીનો પાઠ તો તત્ત્વતરંગિણીમા છે પણ परथी લઇને જે આગળ પાઠ છે તે આપુસ નવાએ જુઠો લખ્યો છે તત્ત્વતરંગિણીકાર તો એથી ઉલટો માને છે જુઓ ગાથા ૫ (પાંચ) મીની ટીકાનો પાઠ– यद्यप्यागमे चातुर्मासिकसबधिन्यस्तिस्र पौर्णमास्य अमावास्याश्च पुण्यतिथित्वेन महाकल्याणतया प्रख्याता आराध्यत्वेनोक्तास्तथापि क्वापि श्रावकाणा केवल पौषधव्रतमेवाश्रित्य सामान्येन गृहीता दृश्यन्ते अनस्तदपक्षे न युक्तयो दृश्यते,

૯૨ – પ્રઘોષ વિચારમાં જણાવે છે –

यदा पूर्णिमा क्षीयते तदा तत्तप त्रयोदश्यां क्रियते, तदनन्तर चतुर्दश्यास्तप क्रियते, यतश्चातुर्मासिक चतुर्दश्यां वर्त्तमानत्वात् (मान) पूर्णिमादिनस्तु क्षय प्राप्त अत त्रयोदश्यां पूर्णिमायास्तप पूर्यते, तपो विनिमये संमोहो नैवकार्य

અર્થાત્ પુનમના ક્ષયે તેનો તપ તેરશે કરવો અને પછી બીજે દિવસ ચઉદશનો તપ કરવો કેમકે ચઉમાસી ચઉદશમા છે, અને પુનમનો દિન તો ક્ષય પામેલો છે માટે તેરશે પુનમનો તપ કરવો તપની ફેરફારીમાં મુઝાવું નહિ આવું આનંદસૂરિવાળાનું કથન કેમ ન માન્યું?

સમાધાન પ્રથમ તો પુનમના ક્ષયે તેનો તપ તેરશે કરવાનો હોત તો શ્રીહીરસૂરિજી ક્ષીણપુનમના તપના માટે 'त्रयोदश्यां' એમ સ્પષ્ટ પણે કહી દેત પણ त्रयोदशीचतुर्दश्यो એમ દ્વિવચનથી ન કહેત માટે ઉપર જણાવેલ આનંદસૂરિનું વચન શ્રીહીરસૂરિજીના કથનથી વિરુદ્ધ છે વળી વ્યવહારથી પણ તેરશે પુનમ કરી અને તે પુનમથી બીજે દિવસે ચઉદશ કરી એમ કહેવું એ અઘટિત જ છે એ બધા કરતા શ્રીહીરસૂરિજી જ્યારે બારસ માસની પુનમો दण्ड तिहीण मज्झमि એવા શ્રાદ્ધકલ્પના વચનથી આરાધના લાયક ગણે છે ત્યારે આ આનંદસૂરિવાળા ત્રણ ચોમાસી ની જ પુનમો આરાધવા લાયક છે એમ જણાવે છે અને તેથી ચઉમાસી ચૌદશ એ વિગેરે બોલે છે તે સર્વથા ખોટું જ છે આ સ્થાને એક વાત આનંદસૂરિવાળાની દગધડાવનારની છે તે ધ્યાનમા રાખવી તે વાત એ છે કે આનંદસૂરિવાળા ત્રણ પુનમો જે ચઉમાસીની છે તેજ આરાધવાલાયક માને છે પણ બાકીના માસની પુનમોને આરાધવા લાયક માનતા નથી અને તેથી તે આનંદસૂરિવાળા ચઉમાસી પુનમના ક્ષયે તેરસનો ક્ષય માને છે, અને તે સિવાયની નવ પુનમોનો ક્ષય હોય ત્યારે પડવાનો ક્ષય માને છે છતા આ ઉપરથી પણ એટલું તો ચોક્કસ છે કે નવામતવાળાની માફક ચૌદશ અને પુનમને ભેળા માનીને બનનારા ભેગસેળપથીઓ તો નથી તો દેવસૂરવાળા કે નથી તો આણસૂરવાળા

કેમકે પુનમના ક્ષયે દેવસૂરવાળા આરેયા માસ તેરશનો ક્ષય કરે છે અને આણસૂરવાળા તથા ચઉમાસીની વખતે તેરશનો અને નવ વખત પડવાનો ક્ષય માને છે જો કે તપ તો અતિક્રાન્ત અને ગતકાલે પણ બની શકે છે પણ તેવા તપની વખતે તે તિથિની માન્યતા કરી તે તો નિષ્પ્રયોજન અને અયોગ્ય જ કહેવાય વળી આશ્ચર્યની વાત તો એ છે કે ચૌદશના ક્ષયે તેરશનો ક્ષય કરી ચઉમાસી કે પક્ખી તેરશે થાય પણ પુનમના ક્ષયે પક્ખી ચઉમાસી તેરશે ન થાય એવું કથન બ્યાજબી ગણવા માગે છે ક્ષયના પ્રસંગમાં સામાન્ય તિથિનો ભોગ લવો તેરશે ચઉદશનો અને ચઉદશે પુનમનો ભોગ છે પણ તે તો ક્ષીણ પુનમનો ઉદય સમાપ્તિ કે ભોગ એકકેય નથી તો પછી તેરશે કેમા કઇ સુધી પુનમ માનવી અને પુનમનો તપ શાથી યોગ્ય ગણાય?

પ્રશ્ન ૯૨૧-જ્યારે ટીપણામાં પુનમની વૃદ્ધિ હોય ત્યારે સ્પષ્ટપણે માનો કે શનિવારે તેરશ તો રવિવારે ચઉદશ અને સોમ તથા મંગળવારે પુનમ હોય, અને તે વખતે શનિવારે તેરશ કરવા સાથે રવિવારે પણ તેરશ કરાય અને સોમવારે ચઉદશ કરી મંગળવારે પુનમ કરાય છે તેમાં રવિવારે ચઉદશનો ઉદય હતો છતાં તે દિવસે ચઉદશ ન માનતા સોમવારે વગર ઉદયે ચઉદશ માની એ સર્વ ઉદયના સિદ્ધાન્તનો અનાદર કરનાર અને ઉદય, સમાપ્તિ કે ભોગ ન હોતા તેવી તિથિઓ તે તે દિવસે માનવાથી મિથ્યાવાદ બોલનાર ન કહેવાય?

સમાધાન તે તિથિ પ્રમાણ કરવી કે જેમાં ઉદય હોય એ વાતને કોઈપણ નથી માનતું એમ છે જ નહિ પરન્તુ આ વાત જરૂર ધ્યાનમાં રાખવાની છે કે ઉદયવાળી તિથિને પ્રમાણ કરવી એવા વિધાનની જરૂર શી? કહેવું જોઈએ કે તિથિના પ્રારંભની અપેક્ષાએ ભોગવટાની અપેક્ષાએ પ્રતિક્રમણ વખતે હોવાની અપેક્ષાએ સમાપ્તિની અપેક્ષાએ તિથિનું આરાધન કરવામાં આવે તો ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમઆદિ તપ અને કેમકે તે ઉપવાસઆદિ તો સૂર્યોદયના આંતરાની સાથે સંબંધ રાખ

કે વળી દેશાવગાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ જેવા વ્રતો

જે તિથિઓને વિષે અવશ્ય કરવાના હોય છે અને તે પણ અહોરાત્ર કે નિયમ અગર રાત્રિથી પ્રતિબદ્ધ હોય છે માટે તિથિના પ્રારંભ કોઈ કે સમાપ્તિ ગમે ત્યારે હોય તો પણ તિથિને અતિથિના અહોરાત્રની સાથે સંબદ્ધ કરવાને માટે જ જે તિથિમા સૂર્યોદયનો સંબંધ થાય તે તિથિને પ્રમાણ ગણવી એટલે સૂર્યોદયને ફરસવાવાળી તિથિ છે એમ ગણવી અને સૂર્યોદયને નહિ ફરસવાવાળી તિથિ ભલે થોડી હોય કે ઘણી હોય તોપણ તેની હયાતી ન ગણવી પણ ક્ષય પામેલી ગણવી ઉપર જણાવેલી હકીકત સમજનારો સ્પષ્ટપણે સમજી શકે કે અહીં તિથિપણાનું વિધાન નથી પણ તિથિની ગણતરીનું અને પ્રામાણિકતા એટલે આરાધનામાં ઉપયોગીપણાનું વિધાન છે અને તેજ વાત શાસ્ત્રકારો પ્રમાણ શબ્દ વાપરીને સ્પષ્ટ કરે છે

અહીં તિથિનું વિધાન નથી પણ તિથિની પ્રમાણિકતા એટલે આરાધનાની ઉપયોગિતાનું વિધાન છે પણ તે ઉદયયુક્તતાને ઉદ્દેશીને કહે છે અને તેથી જ ક્ષયે પૂર્વાનો અર્થ એજ કરવો પડે છે કે સૂર્યોદય વિનાની તિથિ હોય ત્યારે તેનાથી પૂર્વની ઉદયવાળી તિથિને પ્રમાણ માનવી એટલે ઉદયવાળી એકમઆદિને ઉદયવાળા બીજઆદિ માનવી અને એજ હિસાબે વૃદ્ધૌ કાર્યા તથોત્તરા નો અર્થ એજ કરવો પડે કે તિથિની વૃદ્ધિ હોય ત્યારે उत्तरा એટલે બીજી તિથિનેજ ઉદયવાળી ગણીને પર્વ-તિથિપણે માનવી એટલે જેમ ક્ષયમાં પડવાઆદિનો ઉદય બીજઆદિના ઉદયપણે લેવો તેવીજ રીતે બીજી બીજઆદિનો સૂર્યોદયજ બીજઆદિ પણે માનવો એટલે પહેલી બીજનો સૂર્યોદય એ બીજનો સૂર્યોદયજ નહિ પણ તેને પડવાનો સૂર્યોદય માનવો અને આજ કારણથી આચાર્ય મહારાજ શ્રીહીરસૂરિજી બીજી અગિયારસ વગેરેનેજ ઔદયિકી તિથિ ગણે છે અને પહેલી બીજ વગેરેને અનૌદયિક ગણીને સ્પષ્ટપણે પડવાઆદિપણે જણાવે છે આ સર્વ હકીકત વિચારનારને સ્પષ્ટપણે માલુમ પડશે કે માત્ર આરાધનાજ અંગેજ ઉદયવાળી પ્રમાણ પૂર્વોદય પ્રમાણ અને ઉત્તરોદય પ્રમાણ આ વ્યવસ્થા કરવામાં આવી છે અને તેથી શાસ્ત્રકાર સ્પષ્ટ કહે છે કે ઉદય ન હોય તોપણ એટલે પર્વતિથિનો ક્ષય

પણ ઉડાવવી નહિ અછતો પારકો ઉદય પણ આરાધના માટે સેવો અને છતો પણ ઉદય આગમના બેડાધ ન જાય માટે ન ગણવો. આ વસ્તુ જો બરોબર મગજમાં ઉતરશે તો સ્પષ્ટ થશે કે શનિવારે અને રવિવારે તેરશ માનીને સોમવારે ચૌદશ તથા મંગળવારે પુનમ માનવી તેજ વ્યાજબી છે વળી પુનમ કે અમાવાસ્યાના ક્ષયની વખતે તો તેરશે ચઉદશનો અને ચઉદશે પુનમ અમાવાસ્યાનો ભોગ હોવાથી જેમ એક પર્વની આરાધનાની રક્ષા માટે કરાય છે તેમ બે પર્વની આરાધનાની, રક્ષા માટે બે ઉદયો પારકા લેવા પડે અને ભોગમાત્રની અપેક્ષાજ રખાય એમાં આશ્ચર્ય શું ?

**પ્રશ્ન ૯૨૨**—ધટાધટ વિચારમાં किंच चतुर्दशी पूर्णमासी चेत्युभे अप्याराध्यत्वेन समते स्त, पर चातुर्मासिकलक्षणा मान्या ना या આવી રીતે લખીને ચોમાસીની પુનમોજ આરાધવા યોગ્ય જણાવે છે તે શું સાચું છે?

**સમાધાન**— આનન્દસૂરિગચ્છવાળાઓ ચઉમાસી સિવાયની પુનમો માનવાની ના કહે છે અને ચઉમાસી તો વર્તમાનમાં ચઉદશે થાય છે ગેરતે તેઓને એકપણ પુનમ આરાધવાની રહેશે નહિ ખરી સ્થિતિએ જેમ પંચમી સ્વયંતિથિ છતાં સંવચ્છરી તરીકે આ ખાની હતી અને સંવચ્છરી પલટી ગઇ છતાં તે પંચમીનું પર્વપણું ન ગયું તેવી રીતે ચઉમાસી પલટી ગઈ છતાં પુનમનું સ્વયંપર્વપણું હતું તે ગયું નહિ અને તેથીજ શ્રાદ્ધદિનકૃત્યમાં—छण्ह तिहिण मज्झमि का तिहि अज्ज वासरे એમ સ્પષ્ટપણે કહ્યું છે અર્થાત્ બધી પુનમો આરાધવા લાયકજ જણાવે છે વળી તેનીજ ટીકામાં પણ मासाभ्यन्तर इति गम्यते, पण्णां तिथीनां सितेतराष्टमीचतुर्दशीपूर्णिमाऽमावास्यालक्षणानां मध्ये આવી રીતે દરેક મહિનાની અજવાળી અને અંધારી આઠમ ચઉદશ અને પુનમ અમાવાસ્યારૂપી છ તિથિઓ આરાધના લાયક જણાવીજ છે માટે માત્ર આરાધવા લાયક નથી એવું આનન્દસૂરિવાળાનું કથન ખોટું છે

સૂયગડાંગજીમાં સપ્તશતકના અધિકારની વ્યાખ્યામાં ત્રણ ચઉમાસીની પુનમો જે ગણી છે તે પાંચમને સંવત્સરી જેમ મુખ્યતાએ કહે તે રૂપે સમજવી વળી તે ચરિતાનુવાદરૂપ છે, વિધિવાદરૂપે નથી તેમજ ભગવતીજી આદિમાં સામાન્ય રીતેજ બધી પુનમ અને અમાવાસ્યા ૨૫ ટપણે તિથિરૂપે લીધાજ છે માટે ત્રણ સિવાય બીજી પુનમો ન માનવી એ ખોટું છે

પ્રશ્ન-૨૩-ઘટાઘટ વિચારમાં આનન્દસૂરિવાળા લખે છે કે—

यदा च भाद्रपदसितचतुर्थी क्षीयते तदा तत्तप पूर्वस्या तृतीया लक्षणाया पूर्यते, यदा पचमी क्षीयते तदा तत्तप पूर्वस्या तिथौ पूर्यते यदुक्त हीरप्रश्ने यदा पचमी क्षीयते तदा तत्तप पूर्वस्या तिथौ क्रियते, यदा पूर्णिमा क्षीयत तदा त्रयोदशीचतुर्दश्यो क्रियते, त्रयोदशी विस्मृतौ तु प्रतिपद्यपीति, अत्र त्रयोदशी विस्मृतौ तु प्रतिपद्यपि इत्युपलक्षणत्वात् छट्टी सहिया न अट्ठमी तेरससहिय न पक्खिय होइ। पडिवइ सहिय कयाइवि इय भणिय जिणवरिंदेहिं ॥२॥ प्रतिपद्यपि, पूर्णिमायास्तप पूर्यते, वैयाकरणपाशै, उदयगताया त्रयोदश्या चतुर्दशीयते, तदसत्, यत औदयिक्येव चतुर्दशी आराध्यते उदयात् અર્થાત્ ભાદરવા સુદ પાંચમના ક્ષયે તેનો તપ ચોથે કરવા જણાવે છે અને પુનમનો તપ પડવાએ કરવા જણાવે છે તે કેમ મનાય?

સમાધાન-શ્રી વિજયદેવસૂરિગચ્છવાળા સ્પષ્ટપણે પુનમની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરવાનું લખે છે અને તે પ્રમાણે અત્યાર સુધી પણ દેવસૂરગચ્છવાળા સંવેગી અને યતિ બન્ને કરતા આવ્યા છે અને તે પ્રમાણે દેવસૂરગચ્છવાળાની આ વાતા જણાવનાર તિથિપત્રક પણ ૧૮૮૫નું લખેલું હતું તે છપાઈ ગયેલું છે સામુદાયિક લખાણું હોવાથી એક કર્તાનું નામ ન હોય એ સ્વભાવિક છે વળી જુના પાના છે અને પરંપરા તે પ્રમાણે ચાલુ છે તો પાલ... વર્તમાન સાધુઓ દેવસૂરગચ્છવાળા તેનું શું ... વળી હીરપ્રશ્નમાં સામાન્ય

પ્રશ્ન ૯૯૧-ચૈત્યવદન સ્તવ અને સ્તુતિ એ ત્રણેમાં ભગવાન્ જિનેશ્વરમહારાજના ગુણોનુ વર્ણન હોય છે તો પછી તે ત્રણેમાં ફરક શો ?

સમાધાન-ચૈત્યવદન સ્તોત્ર અને સ્તુતિમા ભગવાન્ જિનેશ્વરમહારાજના ગુણોનુ વર્ણન હોય છે એ વાત સાચી છે પરંતુ નમસ્કારરૂપ પ્રણિપાત પ્હેલા જે ભગવાનના ગુણોને વર્ણન કરનાર કથન કરાય તેનુ નામ ચૈત્યવદન કહેવાય છે અને તેમા વિશેષ કરીને સ્થાવર તીર્થોનો અને ભગવાન્ જિનેશ્વરમહારાજાઓની પ્રતિમાનો અધિકાર હોય છે તેથી કરીનેજ તે ચૈત્યવદન બોલ્યા પછી जंकिंचि नाम तित्थं વગેરે કહી સકલ તીર્થસ્થાનો અને જિન પ્રતિમાઓનું વદન જણાવનારે સૂત્ર બોલાય છે વળી ભાવતીર્થકર અને દ્રવ્યતીર્થંકરને શક્રસ્તવથી વદન કર્યાં પછી સકલ લોકના ચૈત્યો અને ૧૫ કર્મભૂમિઓના સાધુઓને વદન કરવારૂપ પ્રણિધાન પછી જે ભગવાનના ગુણોને અને ભગવાનના ઈંદ્રાદિકે એ કરેલા ભક્તિ ભાવને જણાવનારી રચના બોલવામા આવે અને જેની પછી ભવાન્તરને માટે અને ભવિષ્યને માટે પ્રાર્થનારૂપ પ્રણિધાન કરવામા આવે એટલે પ્રણામરૂપ બે પ્રણિધાનો પછીનું અને જે પ્રાર્થનારૂપ ત્રીજુ પ્રણિધાન કરવાની પ્હેલા જે ગુણગાન ભગવાન્ જિનેશ્વરમહારાજના કરાય તેનુ નામ સ્તવ અથવા સ્તોત્ર કહેવાય છે એવી રીતે નમુત્થુણં પ્હેલાની સ્તુતિ એ ચૈત્યવદન અને પ્રણામપ્રણિધાન પછી અથવા પ્રાર્થના પ્રણિધાન પ્હેલા કરેવાય તે સ્તુતિને સ્તવ કહેવાય અને ચૈત્યાદિના કાયોત્સર્ગ પછી काउसग्गं पारियमि એવા આવશ્યકના વચનથીજ જે સ્તુતિ ભગવાનના ગુણોની કરાય તેનુ નામ સ્તુતિ કહેવાય છે

પ્રશ્ન ૯૯૨-પીસતાલીસ આગમમાં ચૈત્યવદન સ્તવ અને સ્તુતિનો અધિકાર ક્યાં છે ?

સમાધાન-ઉત્તરાધ્યયનસૂત્રમા ચૈત્યવદન સ્તવ અને સ્તુતિનો અધિકાર છે અને તે ઓગણત્રીશમા અધ્યયનમા નીચે જણાવીશુ એ પ્રમાણે સૂત્ર

એ સૂત્રમા સ્પષ્ટપણે સ્તવ સ્તુતિ અને મંગલ કરવાથી જ્ઞાન દર્શન અને ચારિત્રનો લાભ તથા બોધિનો લાભ થવાનુ જણાવે છે અને દેવવંદનમાં પ્રથમ મંગલ સ્થાને ચૈત્યવંદન હોવાથી ચૈત્યવંદનને મંગલ તરીકે ગણાવ્યુ છે એટલે સ્તવ સ્તુતિ અને મંગલ એટલે ચૈત્યવંદનની સ્થિતિ જણાવી છે

**પ્રશ્ન ૯૭૨**–શ્રીઉત્તરાધ્યયનસૂત્રમા ઓગણત્રીશમા અધ્યયનમા જે સ્તવ સ્તુતિ મંગલ જણાવેલ છે તેમા એકવચન હોવાથી તે સ્તવ સ્તુતિ મંગલ એકજ કેમ ન ગણાય ?

**સમાધાન**–જો કે શ્રીઉત્તરાધ્યયનના પાઠમા તે સૂત્ર આવી રીતે છે થયથુઇમંગલેણ भंते! जीवे किं जणेइ, थयथुइमंगलेण नाणदंसणचरित्त बोहिलाभं संजणइ, नाणदंसणचरित्तबोहिलाभसंपन्ने णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ અર્થાત્ સ્તવ, સ્તુતિ મંગલથી જીવો શું મેળવે છે ? આવા પ્રશ્નના ઉત્તરમા જણાવે છે કે સ્તવ, સ્તુતિ મંગલથી જ્ઞાન દર્શન ચારિત્રનો (આ ભવમાં) લાભ મેળવે છે અને (પર ભવમાં) બોધિલાભ એટલે જૈનધર્મની પ્રાપ્તિ મેળવે છે અને જ્ઞાન દર્શન ચારિત્રને પામેલો અંતક્રિયા કરનારી તથા બારદેવલોક સુધીના ગણાતા કલ્પ વિમાનમા ઉત્પન્ન થઈ શકે તેવી આરાધના કરે છે આ સ્થાને થયથુઇ એ જગો પર જે એકવચન છે તે એક શેષની માફક એકવદ્ભાવમાં એકવચન છે અને તેથીજ સામાચારી અધ્યયનમા थुइमंगलं च काउण તથા करिज्ज सिद्धाण संथवं એમ સ્પષ્ટપણે ભિન્ન ભિન્ન નિર્દેશ છે

**પ્રશ્ન ૯૭૮** થયથુઇ૦ એ સૂત્રમા સ્તવસ્તુતિ કરનારા તો સાધુ અને શ્રાવકો બન્ને હોય છે તે તેમા બારદેવલોક સુધીના વિમાનો કે કલ્પો પન્ન વિમાનો કહેવામા આવે છે ત્યાસુધી ઉત્પત્તિવાળી આરાધના કેમ જણાવી ? કેમકે એ બારદેવલોક સુધીની ઉત્કૃષ્ટ આરાધના તો શ્રાવકવર્ગને માટે હોય છે સાધુભગવંતોની આરાધના તે તો કલ્પાતીત એવા નવગ્રૈવેયક અને સર્વાર્થસિદ્ધ સુધીની અનુત્તરની પણ હોય છે

સમાધાન-પુષ્પામિષ્ટ સ્તોત્ર એટલે પુષ્પાદિ નૈવેદ્યાદિ અને સ્તોત્ર આદિથી થતી ત્રણ પ્રકારની અથવા અંગ, અગ્ર અને સ્તોત્રાદિથી ત્રણ પ્રકારની થતી પૂજાના અધિકારી શ્રાવકોજ હોય છે અને પુષ્પાદિ કે અંગાદિ પૂજાના અનુક્રમથી થતી સ્તોત્રપૂજા અહીં ગણેલી હોય તો બારમા દેવલોકની ઉત્પત્તિવાળીજ આરાધના જણાવવી પડે, છે સાધુ ભગવતે કરાતી કેવળ સ્તોત્રાદિની પૂજા એટલે પુષ્પાદિપૂજા અને અંગાદિપૂજાથી નિરપેક્ષ જો કેવળ ભાવપૂજા જણાવી હોત તો કલ્પાતીત એવા ગ્રૈવેયક અને અનુત્તરવિમાનની ઉત્પત્તિવાળી આરાધના જણાવત. આ વાત જ્યારે બરાબર વિચારવામાં આવશે ત્યારેજ આ શ્રદ્ધગુરૂ૦ ના સૂત્રથી કેટલાક મહાનુભાવો ભગવાન્ જિનેશ્વરમહારાજની પ્રતિમાનું પૂજ્યપણું સાબીત કરે છે તે અયુક્તિક છે એમ સમજાશે.

પ્રશ્ન ૯૯૫-ભગવાન્ જિનેશ્વરમહારાજની અંગાદિ અનુક્રમે કે પુષ્પાદિ અનુક્રમે સ્તુતિસ્તોત્રાદિકથી ભાવપૂજા કરે ત્યારે તે સમ્યગ્દર્શનાદિને પામેલોજ હોય તો પછી આ શ્રદ્ધગુરૂ૦ સૂત્રમાં સ્તવસ્તુતિઆદિથી જ્ઞાન દર્શન ચારિત્ર ઉત્પન્ન થવાનું કેમ જણાવ્યું?

સમાધાન-ભગવાન્ જિનેશ્વરમહારાજની પ્રતિમાની અંગાદિકમે કે પુષ્પાદિકમે સ્તુતિઆદિથી પૂજા કરનારો સમ્યગ્દર્શનાદિ પામે એવા સૂત્રકાર મહારાજના કથનથી સુજ્ઞદૃષ્ટિઓ સમજી શકશે કે મિથ્યાદૃષ્ટિવાળાઓ પણ કરતી ભગવાન્ જિનેશ્વરમહારાજની પ્રતિમાની અંગાદિ અને પુષ્પાદિક્રમવાળી પૂજા નવા સમ્યગ્દર્શનાદિ કરવાવાળી છે અર્થાત્ જેમ અણુવ્રતાદિની ક્રિયામાં વ્યવહારથી પણ સમ્યગ્દર્શનની પહેલેથી જરૂર છે તેમ ભગવાન્ જિનેશ્વરમહારાજના પૂજનમાં પ્રથમથી વ્યવહાર સમ્યગ્દર્શનની પણ જરૂર છે એમ નથી. અર્થાત્ ભગવાન્ જિનેશ્વરમહારાજની પૂજા જેમ સમ્યગ્દર્શનાદિની શુદ્ધિ માટે છે તેવીજ રીતે નહિ પ્રાપ્ત થયેલા સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ માટે પણ ભગવાન્ જિનેશ્વરની પૂજા જરૂરી છે, વળી આ જ્ઞાન દર્શન અને ચારિત્રને ઉત્પન્ન થવારૂપ ફલ જણાવવાથી પણ શાસ્ત્રકારમહારાજે સ્પષ્ટ કર્યું છે કે આ સૂત્ર શ્રાવકોએ કરાતી સ્તુતિ

અને શાન્તિસૂરિજી ચૈત્યવન્દન બૃહદ્ભાષ્યમા સસ્કૃતમા હોય તેને અને અનેક પ્રકારના છન્દોથી પ્રાકૃત ભાષામાં હોય તેને સ્તોત્ર કહેવુ એમ કહે છે છતા શ્રીઆવશ્યક ઉત્તરાધ્યયન વગેરેમા **લોગસ્સ** આદિને કોઇ વખત સ્તવ શબ્દથી કોઈ વખત સ્તુતિશબ્દથી અને કોઇ વખત સ્તવશબ્દથી કહેવામા આવે છે તે કેમ ?

**સમાધાન**–ચૈત્યવદનની અપેક્ષાએ આદિ ચૈત્યવદન એ મગલ પ્રણિધાનોની વચ્ચે સ્તવ અને કાયોત્સર્ગની અંતે સ્તુતિ કહેવાય છે, પાચ દડકના દેવવદનમા પણ તેમ હોવા છતા નમોત્થુણ આદિને દડક તરીકે કહેવામા આવે છે, પ્રતિક્રમણની અપેક્ષાએ લોગસ્સ આદિને સ્તુતિ સ્તોત્ર અને સ્તવ કોઇપણ શબ્દથી કહેવાય છે અને રૂઢી રચનાની અપેક્ષાએ ભક્તામરઆદિને સ્તોત્રો અને અજિતશાતિને સ્તવ કહેવાય તો ઠીક ગણાય

**પ્રશ્ન ૯૮૨**–છમાસના તપને ચિન્તવવા કાયોત્સગ કરતા છેલ્લે મહિને દિવસ ઓછા કરી પછી સોળઉપવાસઆદિ કેમ ચોત્રીશભક્તઆદિ કેમ લેવાય છે ?

**સમાધાન**–શ્રીપ્રવચનસારોદ્ધાર વગેરેમા છે તે મહિને ચોત્રીશ ભક્તથી લેવાનુ અને પછી નીચે ભક્ત સુધી બે બે ભક્ત ઓછા કરવાનુ સ્પષ્ટપણે કહે છે વળી શ્રીભગવતીજી અને જ્ઞાતાજીઆદિમા, શ્રીસ્કદક અને શ્રીમેઘકુમારાદિના ચરિત્રમા પણ ગણધરમહારાજ ચોત્રીશભક્ત સુધી ભક્તોની ગણત્રીજ જણાવે છે

**પ્રશ્ન ૯૮૩**–ખરતરગચ્છવાળા બીજા ઉપવાસે છટ્ઠ અને ત્રીજે ઉપવાસે અટ્ઠમ કહે છે, અને એમ આગળ આગળ પણ કહે છે તે કેમ ?

**સમાધાન** ભગવાન્ અભયદેવસૂરિજી તથા શ્રીજ્ઞાતાસૂત્રની વૃત્તિમા ચોકખા શબ્દોમા षष्ठादिरुपवासद्वयादि એમ કહી બેઆદિ ઉપવાસોની છટ્ઠઆદિ સજ્ઞા જણાવે છે કોઇ પણ સ્થાને બીજા ઉપવાસેની છટ્ઠ કે ત્રીજા ઉપવાસની અટ્ઠમ એવી સજ્ઞા હોય નહિ અર્થાત્ બે ઉપવાસ સાથે કરે અથવા ત્રણ ઉપવાસ સાથે કરે તોજ છટ્ઠ અટ્ઠમ કહી શકાય એ ચોકખુ છે

**પ્રશ્ન ૯૮૪** શ્રીનદીસૂત્રમા निव्वुइपहसासणय० એ ગાથાની વ્યાખ્યામા ચૂર્ણિકારભગવાને દર્શન અને ચારિત્રને મોક્ષમાર્ગ તરીકે લીધા છે કે કેમ?

**સમાધાન**-શ્રીનદીસૂત્રની ચૂર્ણિમા એ निव्वुइ० ગાથાની વ્યાખ્યા નથી અને તેથી ચૂર્ણિકારભગવાનને મળેના આદર્શમાં કે તેઓની પરંપરામા એ ગાથા નહિ હોય. બીજી ગાથાઓની વ્યાખ્યા જોતા એ ગાથા હોત તો જરૂર વ્યાખ્યા કરત છેવટે બીજી સુગમ ગાથાઓ માટે कठा એમ જેવી રીતે કહે છે તેમ कठा એવુ પણ કહેત

**પ્રશ્ન ૯૮૫**-ભગવાન્ હરિભદ્રસૂરિજીએ निव्वुइ० ગાથાની વ્યાખ્યા કરતા સમ્યગ્દર્શન અને ચારિત્રનેજ મોક્ષમાર્ગ તરીકે કેમ ગણાવ્યા? જો કદાચ સમ્યગ્દર્શનથી સમ્યગ્જ્ઞાન આવી જાય છે અથવા ચારિત્રવાળો જીવ કોઇ દિવસ જ્ઞાનવિનાનો હોતો નથી અર્થાત् नाणेण विना न हुंति चरणगुणा એ વાક્યથી જ્ઞાનવિના ચારિત્ર ન હોય એટલે ચારિત્ર લેવાથી જ્ઞાન આવી જાય, એમ ધારીએ તો સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર એ બે રૂપજ મોક્ષ માર્ગ લઇએ? અને એમ હાય તો ज्ञानक्रियाभ्यां मोक्ष એમ કહેવાય કેમ?

**સમાધાન**-ભગવાન્ હરિભદ્રસૂરિજીને सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्ष मार्ग એ સૂત્રમાન્ય જ અને निव्वुइ० ગાથામાં પણ એ ત્રણનેજ મોક્ષમાર્ગ તરીકે જણાવેલ છે છતા નિર્વૃતિ પથની વ્યાખ્યા કરતા જે સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર એ બેનેજ મોક્ષમાર્ગ તરીકે જણાવેલ છે તે सव्वभाव० ની જ્ઞાનદ્વારાએ વ્યાખ્યા કરવા માટે છે અર્થાત् गो કહેવાથી બળદ અને ગાય બન્ને આવી જાય છે તેમ છતા बलिवर्द શબ્દ જોડે હોય ત્યારે गो શબ્દની વ્યાખ્યામા એકલી ગાયોજ લેવાય છે તેમ મોક્ષ માર્ગથી [illegible] જ્ઞાન અને નિ[illegible]તિરૂપ ચારિત્ર લેવા [illegible] मव्व

પ્રશ્ન ૯૮૮—તે બે ધર્મનું સ્વરૂપ જાણ્યા સિવાય સમક્તિ સિવાય (ઓળખ્યા સિવાય) જ્ઞાનમાં પરિણમન કર્યા સિવાય સમકિત કહેવાય ?

સમાધાન—વ્યવહારસમ્યક્ત્વ અરિહંત એ દેવ, સુસાધુએ ગુરુ અને કેવલિપ્રરૂપિતધર્મને માને ત્યારથી છે. પારમાર્થિકથી સદાદિદ્વારોથી જીવાદિના સ્વરૂપને માનવાના સાધનભૂતઆત્મપરિણામ છે અને કારક તો અપેક્ષાએ મુનિવરને જ છે.

પ્રશ્ન ૯૮૯—સમકિત સિવાય સકામનિર્જરા થાય ?

સમાધાન—કેટલાકો આવશ્યકનિર્યુક્તિ અને તત્ત્વાર્થમાં અકામ નિર્જરા કરતાં બાલતપને જુદું લીધેલું હોવાથી મિથ્યાત્વિને પણ સકામ નિર્જરા હોય એમ માને છે જ્યારે કેટલાકો અકામનિર્જરા માત્ર વિરુદ્ધ ઇચ્છા પૂર્વકની હોય છે અને બાલતપ દુઃખને સહન કરવાની ઇચ્છાવાળું હોય છે છતાં યથાર્થપણે જીવ અને મોક્ષને રોકનારા કર્મોની શ્રદ્ધા તથા જ્ઞાન ન હોવાથી સકામનિર્જરા મિથ્યાદૃષ્ટિને માનતા નથી. તેઓ કહે છે કે અકામનિર્જરા કેવળ દુઃખરૂપ છે તેના ફલથી સામાન્ય દેવત્વ થાય અને બાલતપઆદિથી ઉંચુ દેવત્વ મળે અને તે બાલતપવાળાને બારે પ્રકારની તપસ્યા હોય પણ સર્વજ્ઞની માન્યતા અને ધારણાપૂર્વકની બાર પ્રકારની તપસ્યાથીજ સકામનિર્જરા થાય.

પ્રશ્ન ૯૯૦—સકામનિર્જરા સિવાય જીવને જન્મ, મરણ આધિ, વ્યાધિ, ઉપાધિ, ઇષ્ટવિયોગ અનિષ્ટસંયોગાદિ દુઃખોથી મુક્તિ થાય ?

સમાધાન સકામનિર્જરાદ્વારાજ મોક્ષ મેળવી જન્માદિદુઃખનો નાશ કરે.

પ્રશ્ન ૯૯૧—મુક્તિ કોની થાય ને કોનાથી ?

સમાધાન—સમ્યક્ત્વાદિગુણોવાળા આત્માનો સમ્યક્ત્વાદિના પ્રભાવે મોક્ષ થાય.

પ્રશ્ન ૯૯૨—જે મુક્તિ થવાવાળો ને જેનાથી મુક્ત થવાય તે બેનું સ્વરૂપ જાણ્યા સિવાય મોક્ષ થાય ?

સમાધાન-જીવાદિથી મોક્ષ સુધીના તત્ત્વોને જાણવા માનવાઆદિ થીજ મોક્ષ થાય પણ તેને યથાર્થ જાણ્યા સિવાય મોક્ષને નામે ક્રિયા કરનાર અપુનબંધક પણ અનંતી વાર પડી પણ મોક્ષ મેળવે જીવ જો આસન્નભવ્ય હોય તો તે ધર્મારાધનમા રસિયો થાયજ ધર્મથી દૂર રહેનારો તે આમ નજીકની કોટિમાં પણ ન આવે

પ્રશ્ન ૯૯૩-જીવ કોને કહેવાય? એટલે જીવનું સ્વરૂપ શુ?

સમાધાન-ઉપયોગ લક્ષણ જીવ છે અને તે જ્ઞાનાદિસ્વરૂપ વાળોજ છે

પ્રશ્ન ૯૯૪-જીવ (આ) ગાળે નિપજાવ્યું કયા દ્રવ્યમાથી નિપજ્યુ?

સમાધાન-જીવ અનાદિઅનન્ત સ્થિતિવાળો છે કોઈ દ્રવ્યમાથી થયો નથી કે જેથી તેનો નાશ થાય

પ્રશ્ન ૯૯૫-આ શરીરનો માલીક કોણ? અને શરીરની અંદર પાચનાદિક અનેક ક્રિયાઓ થઈ રહેલ છે તે કોણ કરે છે?

સમાધાન શરીરને નામકર્મથી જીવ બનાવે છે અને તૈજસ આદિથી આહારની પાચનક્રિયા થાય છે

પ્રશ્ન ૯૯૬ જે ક્રિયાનો કરનાર ક્રિયાને જાણે તે પોતાને જાણે કે નહિં? અને શાથી જણાય?

સમાધાન-આત્મા અરૂપી હોવાથી તેને કેવલજ્ઞાનથીજ સાક્ષાત્ જાણી શકાય આત્મામઆદિથી તો પહેલાં પણ જણાય

પ્રશ્ન ૯૯૭ ભગવાન્ મહાવીરમહારાજના સંવત્ અને વિક્રમ સંવતની વચ્ચે ચારસે સિત્તેર વર્ષ ગણવામા અવંતીના પાલકઆદિક રાજાઓ કેમ લેવામાં આવ્યા છે?

સમાધાન ભગવાન્ મહાવીરમહારાજે કાલ કર્યો તેજ દિવસે પાટલિપુત્ર (પટનામા ઉદાયીરાજા મરણ પામ્યો અને તે અપુત્ર હોવાથી તે રાજ્યનુ આધિપત્ય અવન્તીના રાજા પાલકનુ થએલુ છે આ વાત

શ્રીધર્મઘોષસૂરિજી સઘાચારવૃત્તિમાં સ્પષ્ટપણે કહે છે અને એ બે જાતના સંવતના આંતરામાં અવન્તીની ગાદીનાં વર્ષ લેવાય છે. એવી રીતે બીજા બીજા વર્ષો અવન્તીની ગાદીનાં જે જે લેવાયા છે તે પણ તેજ કારણથી લેવાયા. બમારે ન શ્રીહેમચંદ્રમહારાજ ઉદાયિરાજાના અપુત્રપણે મરણથી નંદને રાજા થવાનું જે ધ્યાન જણાવે છે તે કેટલાક વર્ષ પછી ઉદાયિની પાટે નંદ આવવાને લીધે છે યાદ રાખવું જરૂરી છે કે ઉદાયિનરાજાને મારનારને પીઠ ઉપર અવન્તીપતિનું જ હતું આચાર્ય-મહારાજ શ્રીધર્મઘોષસૂરિજીએ વિક્રમાદિત્યથી આગળ પણ ભોજમહારાજા સુધી ગણત્રી આપેલી હોવાથી તે ઇતિહાસની લાભી શોધનું પરિણામ હોય તેમ જણાય છે વળી વર્તમાન ઇતિહાસકારો પણ શ્રીચંદ્રગુપ્તના રાજ્યકાળની શરૂઆત શ્રીવીરમહારાજના મોક્ષથી અમે ૫ ૨ વર્ષ માને છે એકસો પચાવનમાં સત્તાણું મેળવાથી બસે ૫૮૨ થાય છે.

પ્રશ્ન ૯૯૨-ભગવાન્ કાલિકાચાર્યે વીરસંવત ૯૮૦ કે ૯૯૩માં આનંદપુરમાં શ્રીચતુર્વિધસંઘસમક્ષ શ્રીકલ્પસૂત્ર વાંચવું શરૂ કર્યું એમ ખરું?

સમાધાન-આનંદપુરમાં મુખ્ય ચૈત્યમાં સભાસમક્ષ શ્રીકલ્પસૂત્ર-નો શ્રીનિર્યુક્તિકારમહારાજના કથનથી વંચાતું હતું શ્રીકલ્પસૂત્ર નવસે એંસી વર્ષે શ્રીસંઘસમક્ષ વાંચવું શરૂ થયું કે શ્રીકાલિકાચાર્યમહારાજે તે શરૂ કર્યું કે શ્રીસંઘસમક્ષ કલ્પસૂત્ર વંચાય એવો કલ્પટીકાકારોથી કહેવાનો લેખ નથી ટીપીકાઓમાં પણ ધ્રુવસેનરાજાએ સભાસમક્ષ વંચાવ્યું એવો લેખ છે તથા સ્તોત્રમાં પણ નવસેત્રાણુંએ આનંદપુરમાં કહેવું રચ્યું એવો લેખ છે પરંતુ શ્રીકાલિકાચાર્યે વાંચવું શરૂ કર્યું કે નવસેંએંસી કે ત્રાણુંમાં તેઓએ શરૂ કર્યું કે શ્રીસંઘસમક્ષ શ્રીકાલિકાચાર્યે વાંચ્યું આ હકીકતોમાંથી એકપણ હકીકત શાસ્ત્રાનુસારિણી હોય એમ જણાતું નથી

પ્રશ્ન ૯૯૩-શ્રીવીરમહારાજ અને વિક્રમરાજાના સંવતના આંતરામાં શ્રીકાલિકાચાર્ય અહીં લાવેલ શકરાજાના ચાર વર્ષ ગણ્યા છે તો શું ગર્દભિલ્લનો ઉચ્છેદ કરનાર કાલકાચાર્ય શ્રીવીર નવસે ચારમે સાઠ?

સમાધાન-જીવાદિથી મોક્ષ સુધીના તત્ત્વોને જાણવા માનવાઆદિ થીજ મોક્ષ થાય પણ તેને યથાર્થ જાણ્યા સિવાય મોક્ષને નામે ક્રિયા કરનાર અપુનર્બંધક પણ હજાર વાર પડી પણ મોક્ષ મેળવે જીવ જો આસન્નભવ્ય હોય તો તે ધર્મારાધનમા રસિયો થાયજ, ધર્મથી દૂર રહેનારા તે આસન્નભવ્યની કોટિમા પણ ન આવે.

પ્રશ્ન ૯૯૩-જીવ કોને કહેવાય? એટલે જીવનું સ્વરૂપ શુ?

સમાધાન-ઉપયોગ લક્ષણ જીવ છે, અને તે જ્ઞાનઆદિસ્વરૂપ વાળો જ છે

પ્રશ્ન ૯૯૪-જીવ (દ્રવ્ય) કોણે નિપજાવ્યુ? કયા દ્રવ્યમાથી નિપજ્યુ?

સમાધાન-જીવ અનાદિઅનંત સ્થિતિવાળો છે કોઇ દ્રવ્યમાથી થયો નથી કે જેથી તેનો નાશ થાય

પ્રશ્ન ૯૯૫-આ શરીરનો માલીક કોણ? અને શરીરની અંદર પાચનાદિક અનેક ક્રિયાઓ થઈ રહેલ છે તે કોણ કરે છે?

સમાધાન શરીરને નામકર્મથી જીવ બનાવે છે અને તૈજસ આદિથી આહારની પાચનક્રિયા થાય છે

પ્રશ્ન ૯૯૬ જે ક્રિયાનો કરનાર ક્રિયાને જાણે તે પોતાને જાણે કે નહિ? અને શાથી જણાય?

સમાધાન-આત્મા અરૂપી હોવાથી તેને કેવળજ્ઞાનથીજ સાક્ષાત જાણી શકાય આત્માગમાદિકથી તો પહેલાં પણ જણાય

પ્રશ્ન ૯૯૭ ભગવાન્ મહાવીરમહારાજાના સંવત્ અને વિક્રમ સંવતની વચ્ચે ચારસે સીત્તેર વર્ષ ગણવામા આવતી પાલકઆદિક રાજાઓ કેમ લેવામા આવ્યા છે?

સમાધાન-ભગવાન્ મહાવીરમહારાજે કાલ કર્યો તેજ દિવસે પાટલિપુત્ર (પટનામા ઉદાયી રાજા મરણ પામ્યો અને તે અપુત્ર હોવાથી તે રાજ્યનુ આધિપત્ય અવન્તીના રાજા પાલકનુ થયેલુ છે આ વાત

શ્રીધર્મઘોષસૂરિજી સમાધાનવૃત્તિમાં સ્પષ્ટપણે કહે છે અને એક બે જાતના સંવત્‌ના આંતરામાં અવન્તીની ગાદીનાં વર્ષ લેવાયાં છે એવી રીતે બીજા બીજા વર્ષો અવન્તી આદીનાં જે જે લેવાયાં છે તે પણ તેજ કારણથી લેવાયાં ભગવાન્ શ્રીહેમચન્દ્રમહારાજા ઉદાયિરાજાના અપુત્રપણે મરણથી નંદને રાજા થવાનું જે જણાવે છે તે કેટલાક વર્ષ પછી ઉદાયિનની પાટે નન્દ આવવાને લીધે છે યાદ રાખવું જરૂરી છે કે ઉદાયિનરાજાને મારનારને પીઠબલ અવન્તીપતિનુંજ હતું આચાર્ય મહારાજ શ્રીધર્મઘોષસૂરિજીએ વિક્રમાદિત્યથી આગળ પણ મૌર્યમહારાજા સુધી ગણત્રી આપેલી હોવાથી તે ઇતિહાસની લાંબી શોધનું પરિણામ હોય તેમ જણાય છે. ઘણી વર્તમાન ઇતિહાસકારો પણ શ્રીચંદ્રગુપ્તના રાજ્યકાળની શરૂઆત શ્રીવીરમહારાજના મોક્ષથી બસે પ૯ર વર્ષ માને છે, એકસો પચાવનમાં સત્ત્ ઉમેરવાથી બસે પદર થાય છે.

પ્રશ્ન ૯૯૮-ભગવાન્ કાલિકાચાર્યે સંવત ૯૮૦ કે ૯૯૩માં આનંદપુરમાં શ્રીચતુર્વિધસંઘસમક્ષ શ્રીકલ્પસૂત્ર વાચવું શરૂ કર્યું એમ ખરૂં?

સમાધાન-આનંદપુરમાં ધ્રુવસેન ચૈત્યમાં સભાસમક્ષ શ્રીકલ્પસૂત્ર તો શ્રીનિશીથચૂર્ણિકારમહારાજના લેખથી વંચાતું હતું શ્રીકલ્પસૂત્ર નવસે એંસી વર્ષે શ્રીસંઘસમક્ષ વાચવું શરૂ થયું કે શ્રીકાલિકાચાર્ય મહારાજે તે શરૂ કર્યું કે શ્રીસંઘસમક્ષ કલ્પસૂત્ર વંચાય એવો કલ્પટીકાકારોથી પહેલાનો લેખ નથી કલ્પટીકાઓમાં પણ ધ્રુવસેન રાજાએ સભાસમક્ષ વંચાવ્યું એવો લેખ છે તથા સ્તોત્રમાં પણ નવસે ત્રાણુંએ આનન્દપુરમાં પહેલું વંચાતું એવો લેખ છે પરંતુ શ્રીકાલિકાચાર્યે વાચવું શરૂ કર્યું કે નવસએંશી કે ત્રાણુંમાં તેઓએ શરૂ કર્યું કે શ્રીસંઘસમક્ષ શ્રીકાલિકાચાર્યે વાચ્યું આ હકીકતોમાંથી કોઈપણ હકીકત શાસ્ત્રાનુસારિણી હોય એમ જણાતું નથી

પ્રશ્ન ૯૯૯-શ્રીવીરમહારાજ અને વિક્રમરાજાના સંવત્‌ના આંતરામાં શ્રીકાલિકાચાર્ય મહારાજે લાવેલ શકરાજાના ચાર વર્ષ ગણ્યા છે તો શું ગર્દભિલ્લનો ઉચ્છેદ કરનાર કાલકાચાર્ય શ્રીવીર ભગવાનથી ચારસો તેર પહેલા થયા?

હોવાથી અન્તર્મુહૂર્તકાલ જોઈએ અને કેવલીને ક્ષાયિકજ્ઞાન હોવાથી અભિન્નવિશેષો એકજ સમયમાં જણાય છે

પ્રશ્ન ૧૦૦૫–એક વિશેષ જાણવા માટે એક ઉપયોગની જરૂર ખરી કે નહિ? અને જો એક ઉપયોગે એક વિશેષ જણાય તો અનેક અને અનંત વિશેષો જાણવા માટે અનેક અને અનંતસમયોની જરૂર નહિ?

સમાધાન જેમ એક ઘડાને જોવા માટે એક પ્રકાશની જરૂર ખરી પણ ઘણા ઘડાઓના પ્રકાશને માટે ઘણા દીવાઓની જરૂર રહેતી નથી તેમ એક વિશેષ પણ એક ઉપયોગથી જણાય અને ઘણા વિશેષો પણ એકજ ઉપયોગથી જણાય છે કેવલજ્ઞાનથી દરેક વસ્તુના, સર્વવિશેષો પ્રતિક્ષણે જણાય અર્થાત્ એક જ્ઞાન અને એક ઉપયોગથી અનેક વિશેષો ન જણાય એવું છદ્મસ્થ કે કેવલિમહારાજ એકકે માટે નથી જો એક સમયે એકજ વિશેષને છદ્મસ્થ પણ જાણતો હોય તો અવધિજ્ઞાનમાં ભાવનાજ્ઞાનમાં અનંતગુણવૃદ્ધિહાનિ આવેજ નહિ તથા કેવલજ્ઞાનથી દરેક સમયે સર્વપર્યાય વિશિષ્ટ સર્વવસ્તુ જણાયજ નહિ ધ્યાન રાખવું કે એક સમયે એકજ દ્રવ્ય જણાય એવો પણ નિયમ છદ્મસ્થ કે કેવલિ માટે નથી

પ્રશ્ન ૧૦૦૬–પ્રાતિહાર્યોનો અર્થ પ્રહેરગિરનું કર્મ એમ થાય છે અને તેથી તેને ચોવીશે કલાક સાથે રહેનાર મનાય છે તો શું અશોક વૃક્ષ પણ સદા સાથે રહે છે?

સમાધાન–સમવસરણ સિવાય જ્યાં જ્યાં ભગવાન્ બિરાજે ત્યાં અશોકવૃક્ષ તો હોયજ માટે તે પ્રાતિહાર્ય ગણાય વિહારમાં જરૂર ન હોવાથી કદાચ ન રહે અગર રહ્યા છતાં વર્ણન ન કરે તેમાં નવાઈ નથી

પ્રશ્ન ૧૦૦૭ દિવ્ય ધ્વનિ પ્રતિહાર્યમાં છે તો તે દેવકૃત માનવો કે કર્મક્ષયથી થયેલ માનવો?

સમાધાન ભગવાનનો ધ્વનિ સમવસરણમાં કે તે સમવસરણ સિવાયની દેશનામાં દિવ્યજ હોય છે પરતુ દેવતા વાજી઼ત્રથી તેનો અનુવાદ કરે છે માટે તે દેવકૃત ગણાય છે

- પ્રશ્ન ૧૦૦૮-ભામંડલ એ પ્રાતિહાર્યમાં ગણાવેલ છે તો પછી કર્મક્ષય જનિતમાં કેમ ગણાવાય છે ?

**સમાધાન**-મસ્તકના પાછળના ભાગે જે ભામંડલ થયાય છે તે દેવકૃત છે, અને શરીરનું તેજ જે પાછળ ભામંડલમાં સંક્રમે છે તે કર્મક્ષયથી થયેલ મનાય તેમાં નવાઈ શી ? જ્યાં સમવસરણ તે તીર્થંકરને માટે ન થયું હોય તો ત્યાં ભગવાન્ સમવસરે ત્યારે સમવસરણ થાયજ અને જ્યાં કોઈ મહર્દ્ધિક દેવતા વંદન માટે આવે ત્યાંપણ સમવસરણ જરૂર થાય બાકી સર્વદેશનાને સ્થાને પ્રાતિહાર્યો તો થાયજ

પ્રશ્ન ૧૦૦૯-બધી નિગોદોમાં જીવો સરખા હોય કે ઓછાવત્તા પણ હોય ?

**સમાધાન** જો કે બધી નિગોદોમાં અનંતા જીવો હોયજ છે પરંતુ અનંતાના અનંતા ભેદો હોવાથી નિગોદોમાં સરખી સંખ્યાએ અનંતા જીવો નથી આજ કારણથી શાસ્ત્રકારો લોકમાં થતા નિગોદના ગોળાને ઘણા ભાગે તુલ્ય અને પ્રાયઃ તુલ્ય માને છે

પ્રશ્ન ૧૦૧૦-નિગોદમાં એક જીવ અને એક ગોળાની અવગાહના શાસ્ત્રકારો સરખી કહે છે માટે બધી નિગોદોની અવગાહના સરખી માનવી કે કેમ ?

**સમાધાન** નિગો૦ અને ગોળાની અવગાહનાનો આધાર નિગોદના જીવની અવગાહના ઉપર રહે છે અને નિગોદના જીવની અવગાહના જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણે પ્રકારે હોય છે શાસ્ત્રકારોએ અસત્ કલ્પનાથી પણ જઘન્યથી પાંચહજાર પ્રદેશની તથા ઉત્કૃષ્ટથી પંદર હજાર પ્રદેશની અવગાહના માની મધ્યમાવગાહના બધા નિગોદ જીવોની દશહજાર પ્રદેશની લેઈ એમ સ્પષ્ટપણે જણાવેલ છે એટલે તત્ત્વથી બધી નિગોદોમાં જીવોની અવગાહના પણ સરખી નથી દરેક નિગો૦માં જીવો અનંતા છે અને નિગો૦ની અવગાહના આગુલના અસંખ્યાતમા ભાગની છે એ સ્પષ્ટ જ છે

છતા ઉત્કૃષ્ટમા કાલઆદિની અપેક્ષાએ સરખાપણું નથી. અર્થાત્ વિભંગમા એકત્રીશ સાગરોપમ અને અવધિમા તેત્રીશ સાગરોપમ કાલ હોય છે તેમ શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનની ઉત્કૃષ્ટતામા ફરક હોય, કે નહિ?

**સમાધાન**–શ્રુતઅજ્ઞાન કરતા શ્રુતજ્ઞાન પણ ઉત્કૃષ્ટપણામા ફરકવાળુ હોય અને અધિકજ હોય છે શ્રુતઅજ્ઞાન અધિકમા અધિક ન્યૂન દશપૂર્વ જેટલુ જ હોય ત્યારે શ્રુતજ્ઞાન ઉત્કૃષ્ટ ચૌદપૂર્વ હોય છે પણ અવધિ તથા વિભંગમા જેમ સર્વ સ્થાને ન્યુનાધિક્યનો નિયમ નથી તેમ શ્રુતઅજ્ઞાન અને શ્રુતજ્ઞાનમા પણ સર્વત્ર જીવોમાં ન્યૂનાધિકનો નિયમ નથી

**પ્રશ્ન ૧૦૧૨** ઉપધાનની ક્રિયા આરાધના માટે છે? જો આરાધના માટે હોય તો શાસ્ત્રકારે શ્રુતમભીપ્સતા એમ કેમ કહ્યુ છે? અને જ્ઞાનની પ્રાપ્તિ માટે ઉપધાન હોય તો કર્ણાઘાટથી કે બીજે કોઈપણ પ્રકારે શ્રુતજ્ઞાન આવ્યા પછી ઉપધાનની ક્રિયા શા માટે કરવી?

**સમાધાન**–જ્યારે પુસ્તક નિરપેક્ષપણે શ્રુતની પ્રવૃત્તિ પરપરાએ હતી ત્યારે જ્ઞાનિમહારાજા આ ઉપધાનથી આરાધના કરનારનેજ શ્રુતજ્ઞાન આપતા હતા, માટે આરાધના અને જ્ઞાન એ બને માટે ઉપધાનની જરૂર ગણાય કર્ણાઘાટથી મળેના જ્ઞાનની પણ રીતસર આરાધના તો ફિર ધાનથીજ થાય એટલા માટે તો શ્રીવજ્રસ્વામીએ સપૂર્ણ એકાદશાગ અને કઈક પૂર્વના અંશને ધારણ કરનારા થયા છતા તે વખતે વાચના ચાય થવાને માટે લાયક ગણ્યા હોતા અને આચરણથી નમસ્કાર આદિ શ્રુત આવડ્યુ હોય તો પણ તેના ઉપધાનને નહિ કરનારા વિરાધક ગણ્યા છે। પરપરાથી શ્રુતજ્ઞાનની પ્રાપ્તિની વખતે ગુરૂએ કરાવેલ આદેશ અને ક્રિયા થાય અને, પુસ્તકકાલમા આચરણાથી ઉપધાન વહના પણ ઉપધાનની શક્તિએ ઉપધાનને વહન કરવાની ઇચ્છાવાળાને ભણાવવાનુ હોવાથી પોતે સૂત્ર ભણે અને આદેશ તથા ક્રિયા થાય તેમા આશ્ચર્ય શુ?

**પ્રશ્ન ૧૦૧૩**–અવસર્પિણીમા જેમ પૂર્વકાલને મહત્વ અપાય છે તેમ ઉત્સર્પિણીમા ભવિષ્યકાલને મહત્વ અપાય કે કેમ?

દાહીનને વાર લાગે નહિ પરલોકાદિને માનનારો મનુષ્યજ ભૌતિકના ગે પણ નીતિ અને સદાચારને જાળવનારો થાય પરલોકાદિકની શ્રદ્ધા- ળાનેજ લોકરજન કે ભૌતિક પદાર્થનો લાભ ધાન્યની ખેતીમા થતા મ જેવોજ ગણવાનું થાય અને તેથી હરકોઈ ભોગે પણ નીતિ અને દાચારને તે શ્રદ્ધાવાળો જાળવે

પ્રશ્ન ૧૦૧૫–જેઓને માસજ્જુવ પાચતિથિ કે દશતિથિ ઉપવાસનો યમ હોય અને તે મનુષ્ય ઉપધાનાદિ તપ આદરે કે વર્ધમાનતપ- ાદિની એળી આદરે તો તેની તપસ્યા તે તિથિના હિસાબમાં આવે- કેમ?

સમાધાન–ઉપધાનાદિમા આવતી પાંચમઆદિ તિથિઓએ ઉપવાસ કરે અને જ તેની ક્રિયાઓ કરે તો જ તેની આરાધના થાય જુદા ઉપ વાસવાળાની એમાં જરૂર નહિ

પ્રશ્ન ૧૦૧૬–મગફળીની શીંગ જમીનમાં થાય છે તો તે લીલી કે સુકી જ તેમાથી એકે અભક્ષ્ય કેમ નથી?

સમાધાન–અનતકાયમા કુલ સ્ત્રાદિ ગણાવતાં શીંગો ગણાવેલી નથી અને મગફળીની શીંગોને અભક્ષ્ય તરીકે વ્યવહારે પણ નથી ને શીંગોના દાણા ફોતરાવાળા અને બદામની માફક બે ફાળા હોય છે

પ્રશ્ન ૧૦૧૭ શાસ્ત્રોમા કાયોત્સર્ગના શ્વાસોશ્વાસનું પ્રમાણ આવે છે પરંતુ નવકાર કે લોગસ્સ વગેરેનું પ્રમાણ નથી આવતું તેનું શુ કારણ?

સમાધાન–શ્રીહરિભદ્રાચાર્યભાષ્ય તથા લલિતવિસ્તારવૃત્તિ (પૃ ૮૮)મા શા સ્ત્રકાર મહારાજઓ જણાવે છે કે इहोच्छ्वासमानमिद, न पुनर्ध्येयनियम, यथापरिणामेन हि तद्, स्थापनेशगुणतत्त्वानि वा स्थानवर्णार्थालम्बनानि वा आत्मीयदोषप्रतिपक्षो वा, प्रतिविशिष्टध्येयध्यान हि विवेकोत्पत्ति कारण પચ્ચીશ કે આઠ વિગેરે શ્વાસો માત્ર કાયોત્સર્ગનું પ્રમાણ છે પણ ધ્યેયનો નિયમ નથી પોતાના પરિણામ પ્રમાણે ધ્યેય લેવુ પના પરમેશ્વરના ગુણો અને તત્ત્વોનુ ધ્યાન સ્થાન વર્ણ અર્થ કે

આતધ્યાનનુ ધ્યાન અથવા આત્માના દોષોથી વિરહનું ધ્યાન થાય. સારાનુ ધ્યાન વિવેકને ઉત્પન્ન કરનાર છે આ વચનથી સૂત્ર જાણ્યા વિના પણ ઉપધાનના કાઉસ્સગ્ગોમા અડચણ ન આવે.

**પ્રશ્ન ૧૦૧૮**–કૃષ્ણઅપરકંકામા ગયા ત્યારે લવણમા રથ ચલાવ્યો તે પાણી ઉપર કે જમીનના તળીએ ?

**સમાધાન**–અપરકંકામાજ જવા માટે માગ દેવા શ્રીકૃષ્ણમહારાજે સુસ્થિતદેવને આરાધ્યો છે એટલે તે માર્ગ કોઈક જમીનનો ભાગ ઉંચો હોય એવો જોઈએ.

**પ્રશ્ન ૧૦૧૯**–જિનકલ્પી અને એકાકી પ્રતિમાધારીમા શુ તફાવત ? બન્ને ને એઓમા ઓછુ કયુ સઘયણ હેય ? અને એકાકી પ્રતિમાધારીનું અસ્તિત્વ ક્યા પટ્ટધર સુધી ચાલ્યુ ?

**સમાધાન** જિનકલ્પ અને પ્રતિમાધારીની સામાચારી જુદી જુદી છે. સઘયણ બન્નેમા પહેલું હોય પ્રતિમાધારીનુ અસ્તિત્વ અમુકપાટ સુધી હતું અને અમુકપાટે વ્યુચ્છિન્ન થયુ એમ નથી છતા શ્રીભદ્રબાહુસ્વામીના શિષ્યોએ પ્રતિમા ધારણ કરી હતી એમ શ્રીઉત્તરાધ્યયનનિર્યુક્તિ કહે છે અને આચાર્યસ્થુલભદ્રજીના સ્વર્ગગમન વખતે પહેલુ સઘયણ વિચ્છેદ ગયુ છે

**પ્રશ્ન ૧૦૨૦**–નિન્હવોને કાયોત્સર્ગપૂર્વક સંઘ બહાર કર્યા તો કાયોત્સર્ગનો અર્થ શુ સમજવો ?

**સમાધાન**–બાર પ્રકારના ઉપધિઆદિ સંભોગના વિસર્જનને માટે નિન્હવોને અંગે કાઉસ્સગ્ગ થયા છે

**પ્રશ્ન ૧૦૨૧** રાયપસેણીમા સૂર્યાભદેવ જેમ મૂર્તિની પૂજા કરે છે તેમ ધ્વજ પ્રહરણ વિગેરેની પણ પૂજા કરે છે જો તેનો એ આચાર હોવાથી પૂજે છે તો તેને નિર્જરા કેમ કહી શકાય ? અને પ્રહરણવિગેરેની પૂજાથી નિર્જરા કહેવી કે બધ ?

**સમાધાન** સૂર્યાભદેવે પ્રહરણાદિકની કરેલી પૂજા સામાન્ય

અને શોભારૂપ છે અને તે નિર્જરા માટે ન હોવાથી પ્રણામઆદિક્રિયા તેમાં કરી નથી

**પ્રશ્ન ૧૦૨૨**-તામલી તાપસ મિથ્યાદૃષ્ટિ છતાં કાળ કરીને ઇન્દ્ર થાય છે અને ઇન્દ્ર બધા સમ્યગ્દૃષ્ટિજ હોય છે તો તેને સમકિત ક્યારે ફરસ્યુ છે?

**સમાધાન**-તામલી તાપસ મિથ્યાત્વી છતા ઇશાને દ્રપણે ઉત્પન્ન થયો પણ પર્યાપ્તો થયો ત્યાં સમ્યક્ત્વ થયું એમ નવપદ ગ્રન્થકાર કહે છે

**પ્રશ્ન ૧૦૨૩**-જ્ઞાનામા શૈલકમુનિ તથા કંડરીકમુનિ સાધુગુણમાં રહ્યા છતા બીમાર અવસ્થામાં દારૂપાન કરે છે તો તેને સાધુ કહી શકાય? અથવા અપવાદે પી શકતા હશે ખરા?

**સમાધાન**-શેલકજિને તેવી અવસ્થામા માર્ગગામી ન ગણતા યથા ચ્છંદાચારવાળા ગણ્યા છે એટલે તેના આચારને અપવાદમાર્ગ તરીકે લાવવાનો રહેતો નથી

**પ્રશ્ન ૧૦૨૪**-ચક્રવર્તી સ્ત્રીરત્ન સિવાય બીજી સ્ત્રીઓને ભોગવવામા વૈક્રિયશરીર કરે છે તો યુદ્ધમાં વૈક્રિયશરીર કરે કે કેમ? અને વૈક્રિયશરીરદ્વારા બીજી સ્ત્રીઓને ભોગવે તો તે વીર્ય કયા જાતનુ હોય?

**સમાધાન**-ચક્રવર્તિયો જે ભોગમાટે વૈક્રિય કરે છે તે વૈક્રિયદ્વારા એ ઔદારિકવીર્યપુદ્ગલોનો સંક્રમ હોય છે તથી ગર્ભ રહી શકે, યુદ્ધમા વૈક્રિય કરી શકે તો પણ આશ્ચર્ય નહિ

**પ્રશ્ન ૧૦૨૫**-નંદીસૂત્રના કર્તા વાચકદેવગણી કેટલા પૂર્વના જ્ઞાન વાળા હતા અને ક્યારે થયા?

**સમાધાન**-શ્રીદેવવાચકગણિજી ભગવાન્ વર્દ્ધમાનસ્વામી પછી પહેલા થયા અને પૂર્વધર હતા

**પ્રશ્ન ૧૦૨૬** વિષ્ણુકુમારે વૈક્રિયશરીર કર્યું ત્યારે મનુષ્યશરીરને કયા રાખ્યું અને મેરૂ ઉપરથી આવ્યા તે વૈક્રિયશક્તિથી કે આકાશગામિની વિદ્યાથી?

**સમાધાન**-શ્રીવિષ્ણુકુમારે વૈક્રિય વખતે ઔદારિકશરીર ઉપાશ્રય વગેરેમા રાખ્યુ હોય અને તેઓ અગ્રેશના મદરાયનથી આવ્યા છે અને આકાશગામિની વિદ્યાથી આવ્યા છે

**પ્રશ્ન ૧૦૨૭**-નવકારમત્ર અનાદિકાલથી આટલાજ અને અજ વર્ણોવાળો હોવાથી એને અપૌરૂષેયવચન કેમ ન કહી શકાય ?

**સમાધાન**-અનાદિથી આરાધકો હોય છે ને તેથી નવકારઅનાદિનો છે છતા અપૌરૂષેય નથી

**પ્રશ્ન ૧૦૨૮**-ચદનબાળાએ ૧૧ અગનો અભ્યાસ કોની પાસે કર્યો ? તેમને ગુરણી તો હતા નહિ. તેવીજ રીતે બ્રાહ્મીવિ૰ પ્રથમ સાધ્વીને પણ કેમ ?

**સમાધાન**-શ્રીચન્દનબાળાઆદિ ભગવાન્ ગણધરમહારાજા પાસે ભણી શકે

**પ્રશ્ન ૧૦૨૯** પૂર્વકાળમા સાધ્વીઓને ૧૧ અગ ભણવાનો અધિકાર હતો અને હાલ આચારાગ સિવાય બીજાનો અધિકાર નથી તેનુ કારણ શુ ? અને તે રિવાજ કોના વખતથી બદલાયો ?

**સમાધાન**-આચાર્યશ્રીઆર્યરક્ષિત પછી આર્યાઓને આચારપ્રકલ્પ આદિ છેદસૂત્રના અધ્યયનની શ્રાદ્ધધર્મરત્નવૃત્તિ અને આવ૰ ચૂર્ણિઆદિના અક્ષરથી મનાઈ જણાય છે

**પ્રશ્ન ૧૦૩૦**-અનતપરમાણુ નિષ્પન્ન એવા પુદ્ગલ સ્કધમાં વર્ણ ગધ રસ સ્પર્શ સરખાન ઓછામા ઓછા કેટલા હોય અને વધુમા વધુ કેટલા હોય ? એક પરમાણુમા તો બેજ સ્પર્શ હોય છે તો આખા સ્કધમા વધુ ક્યાથી આવી શકે ?

**સમાધાન**-લઘુગુરૂ કર્કશ અને મૃદુસ્પર્શો સ્કધના સ્વભાવરૂપ હોવાથી સ્કધ હોય ત્યારે થાય પરમાણુમા એકેક રસ ગધ રૂપ હોય અને બે સ્પર્શો હોય છે

**પ્રશ્ન ૧૦૩૧** દરેક સૂત્રનાં કર્તા ૧૦ પૂર્વધરોજ હોય છે તો પછી

પીસ્તાલીમને આગમ તરીકે ગણવામા કેમ આવે છે? અને બાકીના ને સૂત્ર શા માટે?

સમાધાન-છેદસૂત્રના કર્તા દશપૂર્વધરજ હોય એવો લેખ જણાયો નથી વર્ત્તમાનમા યોગની ક્રિયાવાળા આગમો અને તે સિવાયનાં સૂત્રો કહેવાય છે (અંગવિજ્જા વગેરે પયન્ના સામાન્ય છે)

પ્રશ્ન ૧૦૩૨-ચારેનિકાય પૈકીના કયા દેવો પોતાના મૂળશરીરે પોતાના સ્થાનમાંથી બહાર જતા હશે?

સમાધાન-મૂળશરીરે કોઇપણ દેવ દેવલોકથી બહાર જાય નહિ

પ્રશ્ન ૧૦૩૩-જીવોને મનો ભક્ષણ આહાર હોય છે તો તેને ત્રણ આહાર પૈકીનો સમજવો? કે તેથી જુદો?

સમાધાન-ઓજઆહારાદિ ત્રણ વિભાગો ઔદારિકની અપેક્ષાએ ગણાય મનોભક્ષિનો આહાર લોમાહાર ગણાય

પ્રશ્ન ૧૦૩૪-ગર્ભજ જીવમાતાના રૂધિર અને પોતાના વીર્યમા ઉપન્ન થાય છે તો જીવ ગર્ભમા આવતાની સાથે રૂધિર અને વીર્યનો આહાર કરે કે બીજી કોઇ વસ્તુનો?

સમાધાન ગર્ભજપચેંદ્રિય પ્રથમ ઓજઆહાર લે અને તે શુક્રરૂધિરનો હોય

પ્રશ્ન ૧૦૩૫-નવકારમા નમો લોએ સવ્વઆયરિયાણ એમ કેમ નહિ? ફક્ત સવ્વસાહૂણ કેમ?

સમાધાન-આચાર્ય અભયદેવસૂરિજી અરિહંતાદિ ચાર પદોમા પણ સવ્વપદો જોડવાનુ કહે છે જિનકલ્પ યથાચ્છંદ આદિ ભેદો સાધુમા હોવાથી સવ્વપદની જરૂર પણ ગણી છે આચાર્ય ઉપાધ્યાય સ્થવિરકલ્પમાજ હોય

પ્રશ્ન ૧૦૩૬-ચરમતીર્થંકરની ૧૬ પહોર ની દેશના માં રાત્રે ના રીઓ અને સ્ત્રીઓ બેઠી હશે કે નહિ? અને બેઠી હોય તો તેમનો શુ ને આચાર છે?

સમાધાન-દેવતાઓની હાજરીઆદિથી સતત દિવસ જેવુ હોવાથી

સોનપહોરની દેશનામાં શ્રીચતુર્વિધસઘ હોય

પ્રશ્ન ૧૦૩૭-કાલિકસૂત્ર અને ઉત્કાલિકસૂત્ર એટલે શુ ?

સમાધાન-રાતદિવસના પ્રથમ અને ચરમ પોરે ભણાય તે કાલિક સૂત્ર અને કાલવેલા છોડી સર્વ વખત ભણાય તે ઉત્કાલિકસૂત્ર ગણાય

પ્રશ્ન ૧૦૩૮-પ્રવચનસારોદ્ધારટીકા તથા કર્મગ્રન્થટીકામા શ્રુતવિભાગમા ૫ નું પ્રમાણ જાણવામાં નથી તેમ લખે છે તો તે વિષે આપ જાણતા હો તો લખશો ?

સમાધાન-આચાર્યમહારાજશ્રીદેવેન્દ્રસૂરિજી શ્રીશ્રાદ્ધદિનકૃત્યની ટીકામા અર્થાધિકારવાળુ અથવા સ્યાદ્વાદવાળુ પદ લેવા જણાવે છે

પ્રશ્ન ૧૦૩૯ મહાવિદેહમા અહીંની પેઠે વર્ણ વ્યવસ્થા ખરી કે નહિ ? કથાનુયોગમા-ક્ષત્રિયોના ઉદાહરણો આવે છે તે હિસાબે બીજી કોમો પણ અનાદિકાળથી હોવાનો સભવ ખરો કે નહિ ? અને હોય તો આ યુગમા ભરત રાજાના વખતમા બ્રાહ્મણોની ઉત્પત્તિ થઈ એમ તો રહેજ નહિ

સમાધાન-યુગલીયાના વખતમા વર્ણ વિભાગ ન હોય અસિ આદિ પ્રવૃત્તિ થાય ત્યારે તે હોય છે

પ્રશ્ન ૧૦૪૦-મહાવિદેહમા પણ અહીંની પેઠે ષડ્દર્શન ખરાં કે નહિ ? અથવા ઓછાં વત્તા ? અને હોય તો ક્યા સુધી રહેવાનાં ?

સમાધાન-મહાવિદેહમા પણ જુદા જુદાં મિથ્યાદર્શનોનો અસભવ નથી

પ્રશ્ન-૧૦૪૧ જેમ ૧૪-૧૦ પૂર્વધરો સભળાય છે તેમ ૧૧ ૧૨ ૧૩ પૂર્વધરો કોઈ કાળમા હોય ખરા કે નહિ ?

સમાધાન-અહીં શ્રીસ્થૂલભદ્રજીનુ નિર્વાણ થતા પૂર્વોનો સાથેજ વિચ્છેદ થયો છે પણ બધે ક્ષેત્રે અને તેમ નથી

**પ્રશ્ન ૧૦૪૨**-પ્હેલાપૂર્વ કરતાં બીજા પૂર્વો અનુક્રમે બમણા લખે છે અને પદની સખ્યા તો ઓછી વત્તી લખે છે, તો તેને બમણા બમણા કેમ સમજવા?

**સમાધાન**-રત્યાવન્ત કે અર્થાધિકારવાળા પદોમાં અક્ષરનું સરખા પણુ ન હોવાથી માન એવડું ધતા એવડા પદોની સખ્યા હોવાની જરૂર નથી

**પ્રશ્ન ૧૦૪૩**-શાસ્ત્રકારો સમ્યક્ત્વનાં પ્રશમઆદિલક્ષણોમા શમ લક્ષણનુ વર્ણન કરતા જણાવે છે કે अवरद्धेऽ वि न कुप्पइ० ઇત્યાદિ તથા 'અપરાધિ શુ રે પણ નવિ ચિતથી, ચિંતવિયે પ્રતિકૂળ' વગેરે તો ચોથા ગુણઠાણે રહેલા અવિરતિસમ્યગ્દષ્ટિને પણ હોય છે અને તેઓને અનર્થદંડની હિંસાનો પણ ત્યાગ હોતો નથી તો પછી અથદંડરૂપ એવી સાપરાધની હિંસાનો ત્યાગ કે રોધ તો હોયજ કયાથી? અને અણુવ્રતોને ધારણ કરનાર દેશવિરતાવાળો જે પાચમે ગુણઠાણે હોય છે તેને પણ નિરપરાધ ત્રસજીવની હિંસાનો ત્યાગ છે અથાત્ સાપરાધની હિંસાનો ત્યાગ કે રોધ પાચમે પણ ગુણઠાણે હોતો નથી તથી છઠ્ઠે ગુણ ઠાણે રહેલા પ્રમત્ત સયતો જો કે ત્રસ અને સ્થાવર બ ને પ્રકારના જીવોની હિંસાથી સવથા વિરમેલા છ પરતુ કષાયના ઉદયવાળા હોવાથી અપરાધી જીવો પર સર્વથા ક્રોધ રહિતપણુ તો તેઓને પણ હોવાનો સભવ નથી તો શુ એ ત્રણે ગુણઠાણા સમ્યક્ત્વ ના નિગ્રગમ ના માનવા કે સમ્યક્ત્વ વિનાના માનવા?

**સમાધાન**-દર્શનીયમોહનીયના ક્ષયોપશમઆદિથી થયેલ તત્ત્વની અપ્રતીતિ અને અનતાનુબધિના ક્ષયોપશમાદિથી થયેલ અનત ની પ્રતીતિના નાશથી સમ્યગ્દર્શનવાળો જીવ પરમપ દેજ સધ્ય અને પ્રાર્થ્ય ગણનારો હોય અને તે એટલે સુધી મોક્ષમાર્ગની આરાધના ઉત્તમતા ગણનારા હોય કે સ્હાર જેવા અપરાધી ને પણ પ્રાપ્ત થની મોક્ષમાર્ગના આરાધનામાં અશ માત્ર પણ પ્રતિકૂળતા વિચારે નહિ તેમ કર પણુ આ હકીકત આચાર્યદેવ શ્રીએ શ્રીનાદદિનકૃત્યની વૃત્તિમા

ઓનુ ચડવુ ઉતરવુ થતુ હોય તો વર્તમાનકાળમા કેમ યાત્રાનો ચોમાસામા નિષેધ કરાય છે?

**સમાધાન**—इतश्च स्वामी वर्षासमयं समागतं विज्ञाय तत्रैव शृङ्गे सपरिच्छदश्चतुर्मासीं तस्थौ । तत्र स्वामिनो निवासार्थं देवा मोत्तुङ्गं मण्डपं चक्रुः । साधवस्तु तपोध्यानपरायणाः केचित् कन्दरासु केऽपि सर्पाविलम्ब्याम्रे केचिज्जीर्णप्रपादेवकुलादिषु यथालब्धस्थानेषु तस्थुः ॥ શ્રીશત્રુંજયમાહાત્મ્યમા શ્રીઅજિતનાથજી ભગવાન્ અને તેમના સાધુઓના ચોમાસા માટે જણાવેલ સ્પષ્ટ પાઠ કે ભગવાન્ અને સાધુઓની એકત્ર સ્થિતિ જણાવે છે તે દેખનાર અને માનનાર તો ચોમાસામા યાત્રા કરવા માટે ગિરિરાજ ઉપર સાધુઓનુ ચડવુ ઉતરવુ માનેજ નહિ. વળી ततो वर्षाकाले गतेऽन्यत्र विजहार सः । શ્રીશાન્તિનાથજીમહારાજે પણ મુખ્ય શૃંગમા નહિ પણ મરુદેવાશૃંગમા ચોમાસુ કરેલ છે. તેમા પણ ચોમાસામા ગિરિરાજ ઉપર ચડવા ઉતરવાનુ નથી. એટલે તે આલંબન પણ લેવાય તેમ નથી. છતા જેઓ શાસ્ત્ર અને આચાર બન્નેની દરકાર ન કરતા મનસ્વીપણે બોલે લખે અને વર્તે તેઓની ગતિ અને સ્થિતિ જ્ઞાનિમહારાજ જ જાણે.

**પ્રશ્ન ૧૦૪૫**—દેવતાઓ ત્રીજી નરક સુધી જઈ શકે છે તો ત્યા નરકમા ગયેલા સૌધર્માદિ વૈમાનિક દેવતાને અવધિજ્ઞાન ક્ષેત્રથી અધોલોકમા વધે અને ઊર્ધ્વલોકમા વિમાનની ધ્વજાથી ઓછુ થાય કે કેમ?

**સમાધાન**—દેવતાઓ મૂળશરીર તો પોતાના સ્થાનમાંજ હોય છે માટે જે જે દેવતાને જ્યા જ્યા બીજે ક્ષેત્ર જવાનુ થાય ત્યા પણ તે મૂળશરીરની અપેક્ષાએજ ક્ષેત્રની મર્યાદા ગણવાથી કોઇપણ ક્ષેત્રની વૃદ્ધિ કે હાનિ માનવાની જરૂર રહેતી નથી.

**પ્રશ્ન ૧૦૪૬** જે જે દેવતાઓ ભવનપતિ વિગેરે પોતાના અવધિ ક્ષેત્રની બહાર જાય ત્યારે બહાર ગયેલા પ્રદેશોમા શુ અવધિજ્ઞાનાવરણીયનો ઉદય થાય છે એમ માનવુ?

સમાધાન-નારકિયોને પીડા કરતી વખત જે પરમાધામિયો તે નારકિયોના પ્હેલા ભવની કરણીના વાકયો કહે છે તે અવધિ કે વિભંગ જ્ઞાનથી તે નારકિયોના કૃત્યો જાણીને કહે છે એમ નથી પરંતુ અહીં સ્મરણા કરવાના વાક્યો કયા જ્ઞાનથી પરમાધામી જાણે છે તેનો ખુલાસો થવો યોગ્ય છે જેમ અસત્ય એવા પણ અગ્યારમદાદિ સાધુઓને મોક્ષાદિ તત્ત્વોની દેશના કરવાની શ્રદ્ધા નથી હોતી છતાં કલ્પ રહે છે તેમ તે મિથ્યાદૃષ્ટિ પરમાધામિયોનો પણ તેથી તેવી તેના પ્રકરણી અને તેવાં તેવા વચનો બોલવા તેવો રિવાજજ છે

પ્રશ્ન ૧૦૪૯ પરમાધામિયોમાંનો એકેક દેવતા પણ પંદરે પરમાધામિયોના કાર્યો કરવા સમર્થ છે તો પછી પંદરપરમાધામિયો અને તે પણ અમુક નિયમિત કાર્યોથી વેદના કરનાર માનવાની જરૂર શી?

સમાધાન-જો કે દરેક પરમાધામી દરેક પ માધામિનુ કાર્ય કરવા સમર્થ છે છતાં પોતપોતાના રિવાજથી તે પંદરે પરમાધામિયો જુદી જુદી પીડા કરે છે અને તેથી જુદી જુદી પીડા વખતે જુદા જુદા પરમાધામિયો જુદા જુદા વાકયો બોલે છે અને તે વાકયો બોલવાનો કલ્પ પણ અવધિ કે બીજાના જાતિસ્મરણનો અભાવ છતા સફળ તથા સાર્થક થાય છે

પ્રશ્ન ૧૦૫૦ પરમાધામી નારકોને જે દુષ્કર્મના કૃત્યો સંભળાવે તે વાકયોને નારકીસાચા માને કે જુઠા માને? અને સાચા માને તો નારકોને તે તે કાર્યો કર્યાની પ્રતીતિ શાથી થાય?

સમાધાન-પરમાધામિયો નારકોને પોતાના તેવા તેવા રિવાજથી તેવી તેવી વેદના કરે અને જયારે નારકીના જીવો અત્યંત વિલાપ કરી અને કરગરે ત્યારે તે પરમાધામિયો પોતાના કલ્પથી તેવા તેવા દુષ્કર્મના કૃત્યો તે તે નારકીના સંભારનાર વાકયો કહે અને ત્યારે તે નારકિયોને ભવપ્રત્યયિક જાતિસ્મરણથી તે તે પોતાના કાર્યો યાદ આવે અને તેથી પરમાધામિના વાકયોને જુઠાં ન માની શકે

પ્રશ્ન ૧૦૫૨-દેવતાઓને આત્મા અને ક્ષેયક્ષેત્રથી સબદ્ધ એવું અવધિજ્ઞાન હોય કે એકકેમા અસબદ્ધ એવું અવધિજ્ઞાન હોય?

સમાધાન-દેવતાઓનું મૂળ શરીર તો અવધિના ક્ષેત્રની અંદરજ હોય છે માટે દેવતાઓનું અવધિ મુખ્યતાએ તો આત્મા અને ક્ષેયક્ષેત્ર એ ઉભયથી સબદ્ધજ હોય. પણ દેવતા ઉત્તરવૈક્રિયથી ક્ષેયક્ષેત્રની બહાર જાય ત્યારે તેના તેના તે તે પ્રદેશોની અપેક્ષાએ આત્માથી અસબદ્ધ એવા અવધિનો નિષેધ કરાય નહિ જો કે મુખ્યતાએ સખ્ય અસખ્ય યોજન વાળા અને સખ્ય અસખ્ય આતરાવાળા અવધિજ્ઞાનના અધિકારી તો મનુષ્ય તિર્યંચો હોય છે મનુષ્યતિર્યંચોનો આત્મા સામાન્યે એકત્ર હોય છે

પ્રશ્ન ૧૦૫૨-ભગવાન્ જિનેશ્વરમહારાજાઓ જે સ્વયસબુદ્ધ થઈ પ્રવ્રજ્યા માટે તૈયાર થાય છે તેમાં સ્વયસબુદ્ધપણું તેમના અપ્રતિપાતી એવા અવધિજ્ઞાનથી હોય છે કે બીજા કોઈ હેતુથી હોય છે?

સમાધાન ભગવાન્ તીર્થંકરમહારાજનું સ્વયસબુદ્ધપણું તેઓશ્રીના અવધિજ્ઞાનથી નથી હોતું જો અવધિજ્ઞાનથી સ્વયસબુદ્ધપણું થાય તો સર્વ સમ્યગ્દૃષ્ટિ દેવતા અવધિજ્ઞાનવાળા હોવાથી બધા સ્વયસબુદ્ધ થઈ જાય વળી ભગવાનને અવધિ પહેલેથી છે માટે પહેલેથીજ સ્વયસબુદ્ધ થઈ જાય ભગવાન્ જિનેશ્વરમહારાજ સિવાયના પણ ઘણા જીવો પૂર્વ ભવથી લાવેલા અવધિજ્ઞાનવાળા હોય છે તો તે બધા સ્વયસબુદ્ધ થઈ જાય પરંતુ તેમ નથી કિંતુ ભગવાન્ જિનેશ્વરોએ પૂર્વભવોમાં જે જગતના ઉદ્ધાર માટે સુચરિતો કર્યા હતા તેના અભ્યાસને લીધે ભગવાન્ જિનેશ્વરોનું સ્વયસબુદ્ધપણું હોય છે અને એમ ભગવાન્ હરિભદ્રસૂરિજી પણ તત્ત્વાર્થવૃત્તિમા ફરમાવે છે આજ કારણથી શ્રીકલ્પસૂત્રકાર પણ પુર્વિંપિ ણ ઇત્યાદિ સૂત્ર કહી માત્ર અવધિજ્ઞાનની સત્તા માત્ર જણાવે છે તથા અવધિજ્ઞાનથી દીક્ષાનો સમય જાણવાની વાત જણાવે છે

પ્રશ્ન ૧૦૫૩-ભગવાન્ જિનેશ્વર મહારાજાઓ જ્યારે દીક્ષા અંગીકાર કરવાના વિચારવાળા થાય છે ત્યારે લોકાંતિકો ધમ્મતિત્થં પવત્તેહિ અર્થાત્ ધર્મતીર્થને પ્રવર્તાવો એમ કેમ કહે છે?

સમાધાન ભગવાન્ જિનેશ્વરોનો ઉદ્દેશ જગતના ઉદ્ધાર માટે દ્વાદશાંગીના પ્રવચનનો હોય છે, તે પ્રવચન ગણધરોના પ્રતિબોધથી થાય તે પ્રતિબોધ પણ કેવલ પછી થાય અને કેવલજ્ઞાનની ઉત્પત્તિ દીક્ષાથી થાય માટે દીક્ષા લેવી એવા વિચારથી જિનેશ્વરો દીક્ષા લે છે અને તેથી તે લોકાન્તિક દેવો તેમ કહે છે

પ્રશ્ન ૧૦૫૪-અંગપ્રવિષ્ટ અને અનંગપ્રવિષ્ટ એ બે પ્રકારના સૂત્રોમા ગણધરમહારાજાઓએ ભગવાન્ જિનેશ્વ મહારાજે કહેલ ત્રિપદીને અનુસરીને રચેલ સૂત્રોને અંગપ્રવિષ્ટ અને બાકીના ગણધરોએ કે બીજાઓએ રચેલા સૂત્રોને અનંગપ્રવિષ્ટ કહેવાય છે અર્થાત્ અનંગ પ્રવિષ્ટ કરતાં પ્રધાનપણુ અંગપ્રવિષ્ટનુ છે અને ઉત્પત્તિ પણ પ્રથમ અંગ પ્રવિષ્ટની છે અનેક શાસ્ત્રકારો પણ અંગાનંગપ્રવિષ્ટશ્રુત કે અંગપ્રવિષ્ટ અનંગપ્રવિષ્ટશ્રુત એમ ક્રમે નિર્દેશ કરે છે પરંતુ તત્ત્વાર્થસૂત્રકારે श्रुतं मतिपूर्वं द्व्यनेकद्वादशभेदं એમ જણાવીને તેમજ ભાષ્યમા પણ તેઓએ જ द्विविधमनेकद्वादशविधं એમ જણાવી અંગપ્રવિષ્ટને મુખ્ય જણાવ્યા પૂર્વનિપાત કેમ કરેલો છે?

સમાધાન-જો કે અનેક શાસ્ત્રકારોએ અને શ્રીતત્ત્વાર્થભાષ્યકારે પણ ઉત્પત્તિની અપેક્ષાએ પ્રથમજ અંગપ્રવિષ્ટ એવા ભેદના વિવરણમા જણાવ્યો છે અને તે અંગપ્રવિષ્ટ સિવાયનું બધું શ્રુતજ અનંગપ્રવિષ્ટ છે એમ અંગાનંગપ્રવિષ્ટના ભેદની જગોઓ સ્પષ્ટપણે જણાવેલ છે છતાં વસ્તુતાએ વિચાર કરીએ તો ગણધરમહારાજાઓ પણ પ્રથમ સામાયિક કે જે અનંગપ્રવિષ્ટ એવા આવશ્યકના પ્રથમ અધ્યયનરૂપ છે તે સામાયિકનો ઉચ્ચાર કરી સાધુપણું ગ્રહણ કરીને ત્રિપદી પામીને અંગપ્રવિષ્ટની રચના કરેલી છે એટલે ઉત્પત્તિની અપેક્ષાએ બધું અંગપ્રવિષ્ટશ્રુત અનંગ પ્રવિષ્ટશ્રુતની પછીજ ઉત્પન્ન થયું છે એમ કહી શકાયજ નહિ વળી ઉત્પત્તિક્રમની અપેક્ષાએ અંગપ્રવિષ્ટ એવા શ્રુત સમૂહને મુખ્યતા આપીએ છતાં અભ્યાસક્રમની અપેક્ષાએ તો સામાયિકાદિરૂપ આવશ્યકાદિની મુખ્યતા પૂર્વકાલ પણ હતી અને વર્તમાનમા પણ છે અને આજ કાર

થી જ્યાં જ્યાં અગીઆર અંગના અધ્યયનનો ઉલ્લેખ અંગોમાં આવે ત્યાં ત્યાં सामाइयमाइयाइं एक्कारसमंगाइं એવો ઉલ્લેખજ કરવામાં આવેલો છે, એટલુંજ નહિ પરંતુ આવશ્યકનિર્યુક્તિકારભગવાન્ ભદ્રબાહુસ્વામીજી પણ શ્રુતજ્ઞાનના અધિકારમાં सामाइयमाइ बिंदुसारपज्जंत એમ કહી બધા શ્રુતજ્ઞાનમાં સામાયિક વગેરે અનંગપ્રવિષ્ટનેજ આદિમાં જણાવે છે વળી શ્રીનન્દીસૂત્રમાં તથા અનુયોગદ્વારસૂત્રમાં અનંગપ્રવિષ્ટ એવા આવશ્યક ઉત્કાલિક અને કાલિકસૂત્રો જણાવ્યાં પછીજ અંગપ્રવિષ્ટ એવા આચારાંગાદિ જણાવવામાં તથા નિરૂપણ કરવામાં આવેલ છે તે નન્દી અને અનુયોગદ્વાર બંનેમાં પ્રશ્નકારે પણ અનંગપ્રવિષ્ટનો ઉચ્ચાર અંગપ્રવિષ્ટ કરતાં પ્રથમજ કરેલો છે એટલે સ્પષ્ટ થયું કે અભ્યાસના ક્રમની અપેક્ષાએ અંગપ્રવિષ્ટ કરતાં અનંગપ્રવિષ્ટ પ્રથમ અને પ્રધાન તરીકે લેવાય એમાં ન અયોગ્ય નથી.

પ્રશ્ન ૧૦૫૫-શ્રીજૈનશાસનનું દર્શન અને અન્યના દર્શનોને અંગે तज्जप्पवायमूलं એ ઉપદેશ૦ની ગાથાનો આધાર રાખીને બોલનારાઓ સર્વદર્શનોની ઉત્પત્તિ જૈનદર્શનથી માની જૈનદર્શનને જનક માને છે અને અન્યદર્શનોને જન્ય માને છે ત્યારે उदधाविव सर्वे सिंधव समुदीर्णा-स्त्वयि नाथ दृष्टय. એવા શ્રીસિદ્ધસેનદિવાકરજીના વાક્યને અંગે બોલનારાઓ સર્વદર્શનો રૂપ નદીઓ જૈનશાસનરૂપ સમુદ્રમાં મળી છે એમ માની જૈનદર્શનની દૃષ્ટિ સર્વ શેષદૃષ્ટિથી થયેલ છે એમ માને છે અને તેથી સર્વદૃષ્ટિઓ જનક અને જૈનદર્શન જન્ય થાય છે એમ માને છે તો શાસનપ્રેમિઓએ કેમ માનવું વ્યાજબી છે?

સમાધાન ઉત્પત્તિની અપેક્ષાએ સર્વદર્શનાંતરો જૈનદર્શનથી એટલે દ્વાદશાંગીથી પછી થયેલા છે ભગવાન્ શ્રીઋષભદેવજી પહેલાં કોઈ પણ દર્શનાંતર નહોતું પરંતુ શ્રીઋષભદેવજીએ તીર્થ પ્રવર્તનમાટે સંવિગ્ન દીક્ષા પછીજ બધાં દર્શનાંતરો થયાં છે, એટલુંજ નહિ પરંતુ ભગવાન્ ઋષભદેવજીના ત્યાગને અનુસરીનેજ થયાં છે વળી

પ્રવૃત્તિની માફક પ્રરૂપણા પણ ભગવાન્ ઋષભદેવજીની ધર્મ પ્રરૂપણા પછીજ છે પુરાણકારો વિષ્ણુના અવતારોમાં પણ શ્રીઋષભદેવજીનોજ મનુષ્ય અવતાર તરીકે પ્હેલો અવતાર માને છે વળી આત્મા, મોક્ષઆદિ અતીન્દ્રિય હોઈને, અતીન્દ્રિયજ્ઞાનીઓ સિવાય બીજો જાણી શકે નહિ, અને તે ન જાણવાથી તે આત્માદિની આદ્ય પ્રરૂપણા અતીન્દ્રિયજ્ઞાની સિવાયથી સ્વયં થઈ શકેજ નહિ માટે અતીન્દ્રિય એવા આત્માદિની પ્હેલી પ્રરૂપણા શ્રીઋષભદેવજી કેવલજ્ઞાની ભગવાનેજ કરી, અને પછી તેને અનુસરીનેજ બીજા દર્શનકારોએ એ આત્માદિની પ્રરૂપણા કરી નકલ કરી આ વાત તો સમજી રહેલીજ છે કે નકલીનો પ્રાદુર્ભાવ, અસલી પછી જ હોય છે, વળી, એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દરેક દર્શનકારો ભવાન્તરના સુખો અને મોક્ષને માટે ધર્મ કરવાનો જણાવેલો હોવાથી ધર્મને સાક્ષાત્ જાણવા સાથે તે ધર્મમાં રહેલી સુખઆદિ દેવાની શક્તિને જાણનારોજ પ્રથમ ધર્મ અને ફળને જણાવનાર બને અને તેવું જ્ઞાન વીતરાગપરમાત્માઓએજ મેળવેલું છે માટે ધર્મ અને પરલોકાદિનું નિરૂપણ કરનાર આદિ પુરુષ જો કોઈ પણ હોય તો તે માત્ર જિનેશ્વરોજ છે અને અન્ય દર્શનકારો તો માત્ર તેનું અનુકરણ કરનારાજ છે તેવીજ રીતે પાપ અને તે પાપના દુષ્ટ ફળ રૂપે નરકાદિને જાણનાર અને તેની પ્રરૂપણા કરનારમાં પણ જો આદ્ય પુરુષ હોય તો તે માત્ર વીતરાગ સર્વજ્ઞ પ્રભુજ છે એટલે ઉત્પત્તિની અપેક્ષાએ સર્વદર્શનો અને કુધર્મોનું મૂલ કારણ શ્રીજિનેશ્વરભગવાનનું દર્શન અને ધર્મ છે. અને તેથી ભગવાન્ હરિભદ્રસૂરિજી અષ્ટકપ્રકરણમાં પણ अन्यथा देशनाऽफलम्। कुधर्मादिनिमित्तत्वात् એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે આથી ઉત્પત્તિની અપેક્ષાએ સર્વ પ્રવાદનું મૂલ અને કુધર્મોનું મૂલ ભાગવતી છે એમ કહેવું વ્યાજબીજ છે પણ શરીરે થતા મેલને શરીરમાં શરીરજ ગીરવાનું જેમ ગણાય, નહિ તેમ અન્ય ધર્મોને કુધર્મ ગણાવાથી નાદ ગણીને કુધર્મ કર્તા કહેવાય નહિ જ, દર્શનકારો અમૂદમાં પર્યાય સ્વરૂપોની વ્યાખ્યા સંબંધી ચર્ચામાં એકેક નયમાનિયાનાઓને કહેલા એવા વૈશેષિકઆદિકના જુસરૂપ નૈગમાદિ સર્વનયો શ્રીજિનશાસનમાં હોવાથી

કુદર્શનોને નદીરૂપ ગણી શ્રીજિનશાસનને સમુદ્રરૂપે ગણવામા પણ કોઈ પ્રકારની હરકત નથી. શ્રીહરિભદ્રસૂરિજી તત્ત્વાર્થવૃત્તિમા પણ નયાતરો રૂપ સર્વ અન્યદર્શનો મણિઆદિ જેવા હોઇ ભગવાનના શાસનરૂપ સૂર્યથી પરાભવ પામી અતર્ભૂત થયેલ છે એમ સ્પષ્ટપણે જણાવે છે એ વાત તો ચોક્ખી છે કે મણિઆદિના તેજનો સૂર્યના તેજમા અન્તર્ભાવ થાય છે. પરંતુ તે મણિઆદિ તેજોથી એક અંશે પણ સૂર્યની પ્રભામા શુક્લ અને કૃષ્ણપક્ષમા સૂર્યની પ્રભા સરખી હોવાથી ફરક પડતો નથી તેમ કુપક્ષોની ઉત્પત્તિ થયા પ્હેલા કે પછી શ્રીજૈનશાસનમા કંઈ પણ ફરક પડતો નથી

પ્રશ્ન ૧૦૫૬–શ્રીજૈનશાસનમા ભાષ્ય તરીકેનો વ્યવહાર શ્રીસઘદાસગણી પછીજ થયો કે તે પહેલા પણ તે વ્યવહાર હતો?

સમાધાન–શ્રીતત્ત્વાર્થભાષ્યકાર જિનવચનનુ મહોદધિ તરીકે વર્ણન કરતાં દુર્ગમગ્રન્થભાષ્યપારસ્ય એમ જણાવે છે તેથી ભાષ્ય તરીકેનો વ્યવહાર પ્હેલાનો જણાય છે વળી શ્રીઆવશ્યકનિર્યુક્તિમા માસગ વિભાસગ આદિના અધિકારથી પણ તેમ જણાય છે

પ્રશ્ન ૧૦૫૭–આવશ્યકઆદિશાસ્ત્રો ઉપર નિર્યુક્તિ કરનાર શ્રીભદ્રબાહુસ્વામીજી શ્રુતકેવલી છે પરંતુ બીજા ભદ્રબાહુ નથી એમ શાથી માનવુ?

સમાધાન–તે નિર્યુક્તિકાર શ્રુતકેવલી ભદ્રબાહુ ન હોત અને બીજા ભદ્રબાહુ હોત તો ચાણક્યઆદિનો અધિકાર ન લેતા પાછળ થયેલ ગોષ્ઠામાહિલ આદિનો અધિકાર લેત વળી પોષ અને આષાઢ સિવાયના મહિનાઓની અધિકતા જણાવત સામાયિકનિર્યુક્તિમા પરંપરા અધિક જણાવત આવશ્યકસૂત્ર ભાષ્યાદિની રચના તેમના કરતા પ્હેલાની થઈ પામે વળી શ્રીસિદ્ધસેનદિવાકર અને ભદ્રબાહુજી એકઠાંજ થઈ ગયા ધારી રાખવુ કે શ્રીસિદ્ધસેનદિવાકરજીએ તે કેટલીક નિર્યુક્તિની ગાથાઓની ઉપર વ્યાખ્યાભૂત ગાથાઓ પણ કરેલી છે એટલું જરૂર છે કે આવશ્યકમા નિર્યુક્તિ ગાથા વધારે હોવાથી ભાષ્ય, અને મૂલભાષ્ય પણ નિર્યુક્તિ તરીકે વ્યવહાર થયો છે અને આચારપ્રકલ્પાદિમા ભાષ્ય વિગેરે હોવાથી નિયમ

કિન ગાથાઓ ભાષ્ય તરીકે વ્યવહિત થઈ છે શીલાંકાચાર્યનો અનુયોગ હોવાથી તથા દેવર્દ્ધિક્ષમાશ્રમણજી સિદ્ધાંતોને પુસ્તકારૂઢ કરનાર હોવાથી શાસન સંબંધી કેટલીક હકીકતો ત્યાં સુધીની મૂળમાં દાખલ થઈ છે શાખા અને નિહ્નવોનો અધિકાર સ્વકાળ સુધીનો ન જણાવે તો શાખાઓની પ્રામાણિકતા અને ઈતરની અપ્રમાણિકતા વ્યાપ્ત હતી અને માન્ય હતી એમ ન ગણાય માટે તે તે ઉલ્લેખો સૂત્ર અને નિર્યુક્તિમાં દાખલ થયાં છે સૂક્ષ્મદૃષ્ટિવાળા મનુષ્યો પ્રક્ષિપ્ત અને ભેદના વાક્યોને સારી પેઠે સમજી શકે

**પ્રશ્ન ૧૦૫૮**–વિશેષાવશ્યકઆદિ ભાષ્યો જૈનશાસનમાં કહેવાય છે તે ભાષ્યો વ્યાકરણાદિના ભાષ્યો જેવાંજ હોય છે કે કોઈ ભેદ છે?

**સમાધાન**–વ્યાકરણાદિની અપેક્ષાએ ઉત્તરોત્તર મુનિઓનું પ્રામાણિકપણું માનેલું હોવાથી જ્યારે સૂત્રોનું વિવેચન કરતાં સૂત્ર વ્યાજબી કે ગેરવ્યાજબી છે એનો વિચાર પણ તે ભાષ્યકારો તેને ભાષ્યોમાં કરે છે ત્યારે જૈનશાસનમાં પૂર્વ પૂર્વ મુનિઓની પ્રામાણિકતા હોવાથી જૈનશાસ્ત્રના ભાષ્યકારોને શાસ્ત્રોનાં વાક્યોનું નિરૂપણ કરવાનું હોવા સાથે તેની પરસ્પર સૂત્રોમાં સંગતિ જણાવવાનું હોય છે કોઈપણ જૈનશાસ્ત્ર ભાષ્યકાર કોઈપણ સૂત્રને દુરૂક્ત તરીકે કહે નહિ અને કહ્યું પણ નથી એટલે જૈનશાસ્ત્રના ભાષ્યો સૂક્ત દુરૂક્તનો વિચાર કરનાર નથી પણ ઉક્તાનુક્તનો વિચાર કરનારા છે

**પ્રશ્ન ૧૦૫૯**–વિસ્તારને જાણવા માટે જે જીવો અસમર્થ હોય તેને માટે સંગ્રહ એટલે સંક્ષેપથી કથન હોય છે તો પછી ઉપ્પન્ને ઇ વા આદિ ત્રિપદી, સામાયિકસૂત્ર અને નમસ્કાર સૂત્ર એ દ્વાદશાંગી સકલ પ્રવચન અને ચૌદપૂર્વને સંગ્રહ કેમ કહેવાય?

**સમાધાન**–જેવી રીતે વિસ્તારથી પદાર્થોનું જ્ઞાન ન કરી શકે તેવા જીવોને પદાર્થોનું જ્ઞાન કરાવવા માટે સંગ્રહ એટલે સંક્ષેપથી કહેવાનું હોય છે તેવી રીતે ઉદ્ઘટિતજ્ઞ શિષ્યો કે જેના જેવા બુદ્ધિવાળા અને એવા અનુદ્ઘટિતજ્ઞ શિષ્યો માટે પણ સંગ્રહ એટલે સંક્ષેપથી કથન હોય છે વળી

સ્મરણાદિની અનુકૂલતા માટે પણ સક્ષેપ હોય છે

પ્રશ્ન ૧૦૬૦-શ્રીતત્ત્વાર્થભાષ્યકાર अभ्यर्चनादर्हता मनः प्रसाद એમ કહે છે તો શું પૂજન કરવાની વખતે મનપ્રસા૦ ન હોય એમ માનવું અને પૂજા પછી પ્રસન્ન થાય છે એમ માનવું ?

સમાધાન-સામાન્ય રીતે તો મનની પ્રસન્નતા વિના પૂજાનો પ્રારંભ કે કાર્ય બનું જ નથી પરંતુ તતઃ समाधिश्च એ વાક્યથી સમાધિને ઉપજાવે એવી મનની પ્રસન્નતા ભગવાનની પૂજા કરવાથી થાય છે સામાન્ય પ્રસન્નતા તો પૂજા કરવા પહેલાં અને પૂજા કરેની વખત પણ હોય છે કેમકે તે સિવાય તો પૂજા પછી પણ સમાધિ કરનારી મનની પ્રસન્નતા આવે નહિ

પ્રશ્ન ૧૦૬૧-કેટલીક જગોપર सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः तत्त्वार्थ० नादसणिस्स नाणं नाणेण विणा न हुंति चरणगुणा । चरणाहिंतो मोक्खो શ્રીઉત્તરાધ્યયન૦ એમ કહી જ્યારે સમ્યગ્દર્શનઆદિ ત્રણથી મોક્ષ કહે છે વળી चरणगुणट्ठिओ साहू શ્રીઅનુયોગદ્વાર नाणकिरियाहिं मोक्खो વિશેષાવશ્યક૦ એમ કહી કેટલીક જગોપર જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ જણાવે છે વળી આવશ્યકનિર્યુક્તિમાં नाणं पयासगं सोहओ तवो संजमो य गुत्तिकरो । तिण्हंपि समाओगे मोक्खो એમ કહી જ્ઞાન તપ અને સંયમથી મોક્ષ જણાવે છે તેનું કારણ શું ?

સમાધાન-સ્વપરદર્શનવાળાની સભાની અપેક્ષાએ સમ્યગ્દર્શન આદિ ત્રણને અને સમ્યગ્દર્શન સંપન્ન એવા સર્વની સભાની અપેક્ષાએ કે કેવલ પરદર્શનની સભાની અપેક્ષાએ જ્ઞાન અને ક્રિયાને મોક્ષમાર્ગ જણાવાય તે ઠીક જ ગણવો.

તપ એ ચારિત્રનો વિભાગ છતાં માત્ર કર્મક્ષયમાં તેની પ્રધાનતા જણાવવા માટે નિર્યુક્તિમાં તપને જુદું ગણાવ્યું છે વાસ્તવિક જો તપ ? ... [illegible] આવા કર્મ જુદું માનવું જોઇ

આદિને લાયકનુ ફુલ ન મળે તેનુ જે નીચગોત એટલે આપેક્ષિક નીચ ગોત બાધ્યુ કહેવાય કુનચાર્યોની બેદા પણ શ્રીતીર્થ કરઆદિની અપે ક્ષાએજ લેવાય તો વધારે અનુકૂલ ગણાય

**પ્રશ્ન ૧૦૬૫**-પૂજાની અંદર જીવોની વિરાધના હોવાથી પૂજાને સાવદ્ય કહેવાય કે નહિ ?

**સમાધાન**-પૂજાની અદર આરભ થાય છે એમ ખરુ પણ પૂજાને સાવદ્ય ન ગણાય કારણ કે તે પૂજામા થતી વિરાધના સ્વરૂપ હિંસારૂપ છે અને તે સ્વરૂપહિંસાથી બધાયેલ કર્મ તત્કાલજ તેજ પૂજાના અધ્યવ સાયથી નાશ પામે છે જો એમ ન હોય તો નદીને ઉતરનાર સાધુનુ સયમ સાવદ્ય કહેવુ પડે અને તેમ કહેતા અને માનવા જતાં જલ, નદી અને સમુદ્રમાં સિદ્ધ થવાનુ થાય છે તે હોયજ નહિ પૂજા માટે વિશિષ્ટ પુષ્પાદિની જે વિશિષ્ટઇચ્છા તે સમ્ય સયમની બાધકારક હોવાથી સાધુઓ દ્રવ્યસ્તવના અનધિકારી છે અને શાસ્ત્રકાર પણ तो कसिणसजमविऊ पुप्फाईय न इच्छति એમ ફરમાવે છે વળી શ્રી રિભદ્રસૂરિજી अधिकारिवशात् એમ સ્પષ્ટ જ કહે છે એટલે આચાર્યાદિને વૈયાવચ્ચ અને ઈર્યાસમિતિમા સ્વાધ્યાયના નિષેધની માફક સાધુને દ્રવ્યસ્તવને નિષેધ છે એમ સ્પષ્ટ થશે એવીજ રીતે બાહ્ય અનુકપા દાનમા પણ શ્રાવકનો અધિકાર અને સાધુનો અનધિકાર સમજવા નેમ છે

**પ્રશ્ન ૧૦૬૬**-અનુકપા દાનથી ભોગાદિનીજ પ્રાપ્તિ થાય પણ નિર્જરા ન થાય એમ ખરુ ?

**સમાધાન** અનુકપાદાનથી મનુષ્ય અને દેવોના ભોગોની પ્રાપ્તિ થાય એમ છતા નિર્જરા નજ થાય એમ નથી શ્રીજ્ઞાતાસૂત્રમા હાથીએ શશ લાની અનુકપાથી મનુષ્યયુઆદિ મા યા છે તેમ સસાર પણ પરિમિત કર્યો છે એટલે નિર્જરા ન માનીયે તો તે સસારનુ અ પપણુ બને નહિ શ્રીપુષ્પમાલામા પણ મમ્મણ ઉિને અનુકમ્પાથી નિર્જરા થાય છે એમ પણ સ્પષ્ટ શબ્દમા જણાવેલ છે નિરનુકોશપણુ તિર્યચઆદિ ગતિનુ કારણ હોવાથી અને સમ્યક્ત્વવાળાને ફેમ દેવનુ આયુષ્ય થવાનુ હોવાથી

સમ્યક્ત્વનું લક્ષણ અનુકંપા છે એમ માનવું જ પડશે ધ્યાન રાખવું જરૂરી છે કે માતુકોશલા અને હિંસવિતિ જુદી ચીજ છે

પ્રશ્ન ૧૦૬૭–દ્રવ્યસમ્યક્ત્વ અને ભાવસમ્યક્ત્વ કોને કહેવું ?

સમાધાન-ભગવાન્ જિનેશ્વરમહારાજે નિરૂપણ કરેલ જીવાદિ તત્ત્વો અને સમ્યગ્દર્શનાદિરૂપ રત્નત્રયી તેના ગુણો ન જાણે અને માત્ર એથીજ ભગવાન્ જિનેશ્વરમહારાજે નિરૂપણકરેલને તત્ત્વ તરીકે માને તે દ્રવ્યસમ્યક્ત્વ કહેવાય અને તે જીવાદિતત્ત્વો તથા સમ્યગ્દર્શનાદિનું સ્વરૂપ તથા તેના ગુણો જાણીને ભગવાન્ જિનેશ્વરમહારાજના કહેલા તત્ત્વોની જે પ્રતીતિ થાય તે ભાવસમ્યક્ત્વ કહેવાય ભગવાન્ હરિભદ્રસૂરિજી શ્રીપંચવસ્તુસૂત્રમાં જણાવે છે કે, जिणवयणमेव तत्तं एत्थ रुई होइ दव्वसम्मत्तं એટલે જિનેશ્વ ભગવાનનું વચન એજ તત્ત્વ છે એવી જે આ શાસનમાં રુચિ થાય તે દ્રવ્યસમ્યક્ત્વ કહેવાય ટીકામાં પણ સ્પષ્ટ કહ્યું છે કે जिनवचनमेव तत्त्व, नान्यदित्या रुचिर्भवति द्रव्य सम्यक्त्व અર્થાત્ શ્રીજિનેશ્વરભગવાનનું વચનજ તત્ત્વ છે બીજું તત્ત્વ નથી એવી જે રુચિ થાય તે દ્રવ્યસમ્યક્ત્વ છે અને તે अनाभोगरुचिमात्र એટલે તત્ત્વ અને રત્નાદિનું અજ્ઞાનપણું છતાં માત્ર શ્રીજિનવચનની રુચિરૂપ હોય છે વ્યાખ્યપણે જણાવે છે કે જેમ ભાગ્યશાળી હોય તોજ સુ ર રત્નોના સ્વરૂપ અને ગુણોથી અજાણ એવા મનુષ્યને રત્નને સેવાનું થાય છે એમ દ્રવ્યસમ્યક્ત્વ જણાવી ભાવસમ્યક્ત્વને જણાવતા કહે છે કે जहभावा णाणसद्धा परिसुद्ध तस्स सम्मत्तं એટલે યથાવસ્થિત પણે જીવ તત્ત્વ અને રત્નત્રયીનું જ્ઞાન થવાથી જે શ્રદ્ધા થાય તે શુદ્ધ એટલે ભાવસમ્યક્ત્વ જાણવું

પ્રશ્ન ૧૦૬૮–દ્રવ્યસમ્યક્ત્વ ઉત્પન્ન થવામાં અપૂર્વકરણની જરૂર પડી કે નહિ ?

સમાધાન-શ્રીહરિભદ્રસૂરિજી जंसम्मुगयाओ चिय ... । इयं सो सियवाएण रहानिह वीरिय

તચૌ જ દ્વ્વસમ્મ એમ જણાવી સ્પષ્ટ કરે છે કે પરમાર્થથી વિચિત્ર એવા એ સ્વભાવઆદિ સમુદાયથી પરસ્પર આપેક્ષપણે તે ભવ્યજીવ તેવું વીર્ય પામે છે અને તેથી દ્રવ્યસમ્યક્ત્વ થાય છે એટલે દ્રવ્યસમ્યક્ત્વના કારણ તરીકે પણ અપૂર્વવીર્યનો ઉલ્લાસ અને તથાભવ્યત્વાદિને જણાવે છે ટીકાંથી તો વળી સ્પષ્ટ શબ્દમાં લખે છે કે તે જીવ તેવું વીર્ય પામે છે કે જે વીર્યથી અપૂર્વકરણપણે ઉલ્લાસ પામે કહે છે કે તથાવિધ વીર્યં लभते यत उल्लसत्यपूर्वकरणेनेति આ બધું સમજવાથી સ્પષ્ટપણે સમજાશે કે દ્રવ્યસમ્યક્ત્વને પામવામાં પણ અપૂર્વકરણની જરૂર છે

**પ્રશ્ન ૧૦૬૯**-ભગવાન્ હરિભદ્રસૂરિજી શ્રીપંચવસ્તુમાં ધર્માસ્તિકાય વગેરેને આજ્ઞાગ્રાહ્ય પદાર્થ તરીકે લખે છે અને શ્રીઉત્તરાધ્યયનની શ્રીશાન્તિસૂરિજીવાળી ટીકા તથા શ્રીતત્ત્વાર્થની વૃત્તિમાં ધર્માસ્તિકાયઆદિને હેતુયુક્તિથી સિદ્ધ કરવામાં આવ્યા છે તો ધર્માસ્તિકાયાદિકને આજ્ઞાગ્રાહ્ય માનવા કે દાષ્ટાન્તિક માનવા?

**સમાધાન**-આજ્ઞાગ્રાહ્ય પદાર્થો દૃષ્ટાન્તગ્રાહ્ય ન હોય એમ સમજવાનું નથી પરંતુ જે પદાર્થની સિદ્ધિમાં હેતુ યુક્તિ અને દૃષ્ટાન્તને પ્રયોગ કરતાં શ્રોતાઓની મતિ મુઝાય તેવું હોય તેવા પદાર્થોને હેતુયુક્તિથી સિદ્ધ ન કરતાં આજ્ઞાથી સિદ્ધ કરવા એટલે સામાન્ય શ્રોતાઓની અપેક્ષાએ ધર્માસ્તિકાયાદિની સિદ્ધિ આજ્ઞાગ્રાહ્ય હોય અને તર્કનિપુણશ્રોતાઓ માટે ધર્માસ્તિકાયાદિ આજ્ઞાગ્રાહ્ય હોવા સાથે દૃષ્ટાન્તગ્રાહ્ય હોય તે તો યોગ્યજ છે

**પ્રશ્ન ૧૦૭૦**-શમઆદિ પાંચ લક્ષણો દ્રવ્યસમ્યક્ત્વમાં હોય કે ભાવસમ્યક્ત્વમાં હોય?

**સમાધાન** દ્રવ્યસમ્યક્ત્વ તો જીવાદિ અને રત્નત્રયીના અજ્ઞાનવાળું હોવાથી તેમાં પ્રશમાદિલક્ષણોનો નિયમ નહિ, પરંતુ જીવાદિતત્ત્વો અને રત્નત્રયીના યથાર્થ રીતે જ્ઞાનવાળું ભાવસમ્યક્ત્વ હોવાથી તેમાં પ્રશમાદિ લક્ષણો નિયમિત હોય શ્રીહરિભદ્રસૂરિજી ફરમાવે છે કે भावसम्म एवविहमेव होइ णायव्व पसमाइलिंगजणय એટલે ભાવસમ્યક્ત્વજ પ્રશમાદિરૂપ

વાની અપેક્ષાએ તો मूतम्य० આદિશ્લોકને અગ્રપ નહિ આપતા मुन भाविभवत्पर्यायाधारतया द्रव्य એમ કહી નિક્ષાનના પર્યાયના આધાર તરીકે દ્રવ્ય ગણવામાં આવે છે એટલે ભાવની વિવક્ષા ન કરીયે તો દ્રવ્યનિક્ષેર એ ધર્મ ગણવો અને દ્રવ્યરૂપ આધારની વિવક્ષા ન કરતા માત્ર વિવ ક્ષિતપર્યાય કે ગુણની અપેક્ષાએ ભાવનિક્ષેપો ગણાય છે એટલે પૃથગ નિક્ષેપ ભેદોની અપેક્ષાએ भावो विवक्षितक्रियाऽनुभूतियुक्तो ઇત્યાદિ કહેવાય છે અને વસ્તુધર્મની અપેક્ષાએ तद्भाव परिणाम, વગેરે કહેવાય છે

પ્રશ્ન ૧૦૭૮-आणागिज्झो अत्थो० એ ગાથા સર્વપ્રકરણોને લાગુ કરવી કે નકરણવિશેષને લાગુ કરવી ?

સમાધાન--आणागिज्झो० આ ગાથા શ્રીઆવશ્યકનિર્યુક્તિના અંત ભાગમાં છે તેથી તે પ્રકરણવિશેષને અંગે લાગુ કરતા આવશ્યકમાં છે નું ન૨ ( પ્રત્યાખ્યાનનું આવે છે તેથી આ ગાથા પ્રત્યાખ્યાનને લાગુ કરાય અને આવશ્યકશાસ્ત્રના અંત્યમાં હોવાથી ઉપસંહાર તરીકે સેવામાં આવે તો આખા આવશ્યકને અને ઉપલક્ષણથી સર્વશાસ્ત્રોને પણ લાગુ કર વામાં આવે

પ્રશ્ન ૧૦૭૯-आणागिज्झो० આ ગાથા પ્રત્યાખ્યાનને રીતે લાગુ કરાય ?

સમાધાન--અનાગત અતિક્રાન્તાદિ પ્રત્યાખ્યાનો પર્વકાળની સાથે સંબંધ ન ગમે છતા તે અનાગતાદિ પ્રત્યાખ્યાન તેથી પર્વના પ્રત્યાખ્યાન જેવું ફળ થાય અને તે મૂતપર્વની તપસ્યાની માફક અતીત અને અનાગતમાં કરી શકાય એ કેવળ આજ્ઞાથીજ સમજાય, પરંતુ વધ હિની દિ તિના ારા ફળ તથા વધા પ્રમ ફળ આજ્ઞા સાથે દવા તે, પણ સમજાય ના છે

પ્રશ્ન ૧૦૮૦ શ્રીતત્ત્વાર્થસૂત્રમાં શ્વેતાંબરો यथोक्तनिमित्त षड्विकल्प શેષાણા એવો પદ માને છે ત્યારે દિગંબરો क्षयोपशमनिमित्त०

લ્ભેમા પણ યથોક્તપણું કારણ તરીકે રહે છે

પ્રશ્ન ૧૦૮૧-ભગવાન્ શ્રીઉમાસ્વાતિવાચકજીને સપૂર્ણ દશપૂર્વધર કહેવામા આવે છે અને તેઓને ઉચ્ચ નાગરી શાખાના ગણવામાં આવે છે તે કેમ ?

સમાધાન-પ્રશ્નકારે સમજવુ જોઇએ કે પ્રથમ તો ઉચ્ચનાગરી શાખા આચાર્યશ્રીશાન્તિશ્રેણિકસૂરિ કે જેઓ ભગવાન્ વજ્રસ્વામીજી કે જેઓ સપૂર્ણ દશપૂર્વધર છે તેમના કરતા ત્રણ પાટ પ્હેલા છે, કેમકે શ્રીઆચાર્યશાન્તિશ્રેણિકના શિષ્ય આર્યદિન્ન છે જે સિંહગિરિ નામે શિષ્ય છે તેમના શ્રીવજ્રસ્વામીજી શિષ્ય છે માટે ઉચ્ચ નાગરી શાખાના હોવાથી દશપૂર્વધ હોવામા અડચણ નથી શ્રુતકેવલિઓ છ હોવાથી બીજા શ્રુતકેવલિઓ અને દશપૂર્વિઓ દશ હોવાથી બીજા દશપૂર્વિઓ ન હોય એમ નહિ પરન્તુ પટ્ટાવલી વિશેષમા ગણાયેલી તે તે સખ્યા ગણાય ભગવાન્ મહાવીરની વખતે સેકડોની સખ્યામા ચૌપૂર્વી હતા અને શ્રીજબ્બૂ સ્વામીથી બધી પરપરા એકેકજ શ્રુતકેવલિ અને એકેક દશપૂર્વી એમ મનાય નહિ આર્યવજ્ર ચૌદપૂર્વી હતા અશ્વમિત્રના ગુરુ કૌડિન્ય અણુપ્રવાદને ધરનાર હતા શ્રીમહાગિરિના શિષ્ય ધનગુપ્ત વગેરે હતા વળી ભાષ્યકાર પોતાને ઉચ્ચ નાગરવાચક એમ જણાવે છે પરન્તુ ઉચ્ચનાગરી શાખાવાળા જણાવતા નથી ઉચ્ચનગરી સ્થાની નાય તેમા જ એનાી મહત્તા જણાવવા પણ તેમ લખાય ઉચ્ચનાગરી શાખા કરતા ઉચ્ચનાગરી પ્હેલાની હોય તે સ્વાભાવિકજ છે

પ્રશ્ન ૧૦૮૨ ભગવાન્ ઉમાસ્વાતિવાચકજીએ तत्त्वार्थश्रद्धान सम्यग्दर्शन એમ ફરમાવી શું સમ્યગ્દર્શનનો નિર્દેશ કર્યો છે ?

સમાધાન-ઉદ્દેશ નિર્દેશ લક્ષણ અને પરીક્ષા નામના ચાર વિષયોને અંગે એ સૂત્રથી લક્ષણ કહેવામા આવ્યુ છે ઉદ્દેશનો પ્રશ્ન અને નિર્દેશનો દ્રવ્ય ગુણ અને ક્રિયામાથી અન્યતમપણાના નિયમરૂપે ઉત્તર તો નિર્દેશ૦ આદિ સૂત્રમા કહવો છે આ હકીકત ભાષ્યને સ્વોપજ્ઞપણે જણાવશે પરીક્ષાએ તો લક્ષણની સમન્વાપકતાનો વિષય છે

પ્રશ્ન ૧૦૮૩-નિર્દેશ૦ વગેરે સૂત્રથી સમ્યગ્દર્શનનાં સાધનનો નિશ્ચય થાય જેમ છે તો પછી तन्निसर्गादि० એ સૂત્ર કહેવાની જરૂર શી?

સમાધાન-નિર્દેશદ્વારમાં જેમ જીવોનો નિર્દેશ કરતા ઔપશમિકાદિ ભાવયુક્ત એવું જે દ્રવ્ય તે જીવ એમ કહેવામાં આવ્યું છે તેવી રીતે સમ્યગ્દર્શનના નિર્દેશમાં એટલું જ કહેવાય કે દર્શનમોહનીયના ક્ષયોપશમાદિથી થતો આત્માનો ગુણ તે સમ્યગ્દર્શન છે એટલે નિર્દેશમાં ગુણપણાનો અને સાધનમાં તેના ક્ષયોપશમાદિ સાધનનો નિશ્ચય થવાનો છે પરંતુ તે ક્ષયોપશમાદિના કારણો નિસર્ગ અને અધિગમ છે એમ અહીં જણાવાય છે

પ્રશ્ન ૧૦૮૪-અવધિજ્ઞાનના સંબંધમાં द्विविधोऽवधि॰ એમ કહી સૂત્ર કર્યું ઉપયોગમાં स द्विविधोऽष्टचतुर्भेद એમ બે દર્શક સૂત્ર જણાવ્યું તો પછી અહીં સમ્યક્ત્વમાં तद्द्विविध એમ કેમ ન કર્યું?

સમાધાન-અવધિજ્ઞાન ઉપયોગ ઇંદ્રિયો આદિના નિરૂપણમાં ભેદો જણાવવા માટે જુદા સૂત્રો કહ્યા છે પરંતુ મનઃપર્યાયના બે ભેદ જુદા સૂત્રથી જણાવ્યા નથી ભાવના છ ભેદ માટે નામથી જુદું સૂત્ર નથી એવી રીતે સમ્યક્ત્વના ભેદ માટે જુદું સૂત્ર ન કરે તો પણ અડચણ નથી, વળી નિસર્ગ અને અધિગમ સમ્યક્ત્વના ભેદો નથી પરંતુ ઉત્પત્તિના કારણભૂત ક્ષયોપશમાદિના કારણો છે વળી જેમ અવધિના બે ભેદો વગેરે પરસ્પર અભાવવાળા છે તેમ આ નિસર્ગ અને અધિગમ પરસ્પર અભાવવાળા નથી કિંતુ નિસર્ગવાળાને પણ અધિગમ સમ્યગ્દર્શન થતું હોવાથી સદ્ભાવવાળા પણ આ ભેદો છે

પ્રશ્ન ૧૦૮૫-तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं અને तन्निसर्गादधिगमाद्वा એમ બે સૂત્ર કરવાની અપેક્ષાએ यथोक्तनिमित्तं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं એમ કેમ ન કર્યું?

સમાધાન-એવી રીતે જ્ઞાન અને ચારિત્રના અંગોમાં સાધ્ય

વ્યા છે, પરતુ સમ્યગ્દર્શન પૂર્વકનું જ્ઞાન અને ચારિત્ર હેવાનુ હોવાથી તેના લક્ષણની જરૂર ન ગણી અને સમ્યગ્દર્શનના લક્ષણની જરૂર ગણી તેનુ સૂત્ર જુદુ કર્યું આગળ પણ उपयोगो लक्षण એમ કહીનેજ તેના ભેદોનુ સૂત્ર કરેલ છે વળી અતરગ હેતુ નિસર્ગાદિ નથી પરતુ ક્ષયો પશમાદિ છે

પ્રશ્ન ૧૦૮૬–અવધિજ્ઞાનના બેદો દેખાડતા द्विप्रत्ययोऽवधि એમ કહીને અથવા भवयथोक्तप्रत्ययौ એમ કહીને આચો नारकदेवाना ઈત્યાદિ કેમ કહ્યુ નહિ ?

સમાધાન–જો કે સામાન્યરીતે હેતુ નિમિત્ત પ્રત્યય એ શબ્દો કારણ વાચક ગણાય છે છતા ટીકામાં નિમિત્તને શબ્દો જુદા જુ આચાર્યમા વાપરે છે અન્યાથે થયેન કાર્યથી યતા કર્યને સ્થાને भवप्रत्यय ગુણપ્રત્યય ની માફક પ્રત્યય શબ્દ વાપરે છે આનુપૂર્વી ક્રમેથી ભવ અને તપ આદિથી લબ્ધિ છે અને તેનાથી જ્ઞાન ( અવધિ ) અને વૈક્રિય અને તૈજસ થાય છે અર્થાત્ અવધિ માટે ભવ નથી અને વૈક્રિયાદિ માટે ક્ષાયોપશમિકાદિભાવરૂપ તપઆદિ નથી એટલે કાર્યકારણમા ભાવના વિપર્યાસે સ્વભાવવાચ ટીક ગણેલ છે વ્યાપારાનુ કારણ જણાવવુ હોય ત્યારે નિમિત્ત શબ્દ વાપરે છે જેમ यथोक्तनिमित्त અને तदिन्द्रिया-निन्द्रियनिमित्त વગેરે અને સામાન્ય કારણમા હેતુ જણાવતા માત્ર પંચમી અને તૃતીયાજ વાપરે છે જે तन्निसर्गा० बन्धहेत्वभावनिर्जराभ्या० प्रमाणनयै , निर्देश० घानत , सत्स० चैश्च, समुप्तिઠ चैश्च तपसा० औप०स्वाभावात् વગેરે સૂત્રોમા છે

પ્રશ્ન ૧૦૮૯–जयय ज जाणेज्जा० चउक्कं ० परिसुद्ध० नाम-इमय सच० नामादतिय ०७२० ઈત્યાદિક વાક્યોથી સર્વ સ્થળે નામાદિ ચ ॥ ઉ સ્થાપના સિદ્ધ છે તો ટીકામાં ભીલસૂત્રભાષ્યકાર મહા

ચાલ જીવ અને દ્રવ્યઆદિના નિક્ષેપાની વ્યાખ્યા કરતા शून्योऽयं भंग એમ કહીને જીવ અને દ્રવ્ય વગેરેમા દ્રવ્યનિક્ષેપાનો નિષેધ કેમ કરે છે?

સમાધાન-કિંચર, જણ્ણુવેત પાઠોમા जत्थ आई मा જે વ્યપ્પમા એવો અર્થ કરી નામાદિ નિક્ષેપાની વખતે जस्स ण जीवस्स वा ઇત્યાદિ જણાવી જુદા જુદા નામાદિ નિક્ષેપા લેવામા આવે ત્યારે નામાદિ ચાર નિક્ષેપાની વ્યાપકતા છે એ સ્હેલે સમજ શકાય તેમ છે, પરન્તુ णामादिमय ઇત્યાદિ વાક્યોથી સાપેક્ષ કહીને जत्थ આદિમા જે પદાર્થમા એવો અર્થ કરવામા આવે ત્યારે એક વસ્તુને આશ્રીને ચારે નિક્ષેપા થાય તેની વખતે તત્ત્વાર્થકારના કથન પ્રમાણે નિત્ય અવસ્થિત પદાર્થમા દ્રવ્યનિક્ષેપાની શૂન્યતા દેખાડે તેમા આશ્ચર્ય નથી

પ્રશ્ન ૧૦૮૮– ઉપયોગરૂપ આગમ અને ક્રિયા કુશળતારૂપ નોઆગમ થી અનેક भूतस्य भाविनो वा વગેરે પદથી જણાવેલ દ્રવ્યલક્ષણ લેતા નિત્ય અને અવસ્થિત દ્રવ્યોમા દ્રવ્યનિક્ષેપા પ્રવર્તનારૂપે ન હોય એ સ્વાભાવિક છે પરન્તુ णामादिमय વગેરે વાક્યોથી નામાદિ ચારે નિક્ષેપા એકજ વસ્તુમા છે તો દ્રવ્યનિક્ષેપામા લક્ષણ કેમ ઘટે?

સમાધાન-गुणपर्यायवद् द्रव्य એ સૂત્રથી દ્રવ્યમાત્ર ગુણ અને પર્યાય વાળા છે એમ માનનારી કોઇ જૈન કે તદનુસારીથી ના કહી શકાય તેમ નથી પરન્તુ ભાવનિક્ષેપ એવા પર્યાયના લક્ષણની વખતે ભૂત અને ભાવિ પર્યાય એવા પર્યાયોની ગણત્રીના એટલે પરિણામિપણાની યોગ્યતા લેવી પડે અને તેની અપેક્ષાએ भूतस्य० એ પદ કહેવુ અને તે અપેક્ષાથી ગણાય પરન્તુ નામાદિ ચાર નિક્ષેપ ને એક વસ્તુગત જ્યારે લેવા હોય ત્યારે ત્રણે કાલના પર્યાયના આધારને દ્રવ્ય તરીકે ગણી भूतभाविभवत्पर्यायाधारो द्रव्य અથવા तिवग्गविसय विसेसेइ એ વગેરે લક્ષણો લઇને વર્તમાન પર્યાયના આધારને પણ દ્રવ્યનિક્ષેપામા લઇ શકાય છે

પ્રશ્ન ૧૦૮૯-ભગવાન કેમ સ્વાતિગમન...?

त्राणि मोक्षमार्गः એવી રીતે જણાવેલ સૂત્રની વ્યાખ્યામાં ભાષ્યકાર सम्यग्दर्शन सम्यग्ज्ञान सम्यक्चारित्र च એમ કહી સમ્યગ્દર્શનની માફક જ્ઞાન અને ચારિત્રને પણ સમ્યક્શબ્દ જોડે છે પરંતુ સૂત્રકારમહારાજ તો मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम् અને सामायिकच्छेदोपस्थाप्यपरिहारविशुद्धिसूक्ष्मसंपराययथाख्यातानि चारित्रम् એવા સૂત્રો કહે છે અર્થાત્ જ્ઞાન અને ચારિત્રને સમ્યક્ એવું વિશેષણ લગાડતા નથી તો તેનું કારણ શું? અને તેથી એ ભાષ્ય સ્વોપજ્ઞ છે એમ કેમ ગણાય?

સમાધાન દર્શનઆદિનો દ્વન્દ્વ કરતા આદિમાં જોડેલું સમ્યક્પદ દર્શન આદિ ત્રણેમાં લાગુ થાય અને તેથી ત્રણેમાં સમ્યક્પદ જોડાય એમાં વાંધો લઈ શકાય નહિ અને ભાષ્યકારે सम्यग्दर्शनमा રહેલ સમ્યક્પદની વ્યાખ્યા કરી एवं ज्ञानचारित्रयोरपि એમ સ્પષ્ટ શબ્દોથી જ્ઞાન અને ચારિત્રમાં સમ્યક્પદ જોડવાની જરૂર જણાવી છે સૂત્રમાં એવું જ સ્પષ્ટ છતાં પણ જે જ્ઞાન અને ચારિત્રના સૂત્રોમાં સમ્યક્શબ્દ જોડ્યો નથી તે મુખ્યતાએ સમ્યગ્દર્શનપૂર્વકના જ્ઞાનચારિત્ર લેવાની અપેક્ષાએ છે અને તેથી જ मतिश्रुतावधयो विपर्ययश्च એ કહેવું આવશ્યક ઠરે કે નહિતર सम्यग्मिथ्यादृष्टिमशात् ज्ञानाज्ञाने એમ કહેવું પડત અને सामायिक० એ સૂત્રમાં પણ सम्यग्योगनिग्रहो० એ સૂત્રથી સમ્યક્પદની સ્પષ્ટપણે અનુવૃત્તિ આવે તેમ છે એટલે ભાષ્ય તથા સૂત્ર એકજ આશયના છે અને તેથી સ્વોપજ્ઞ માનવા યોગ્ય જ છે

પ્રશ્ન ૧૦૮૦-શાસ્ત્રોમાં દર્શનની વિપરીતતાને માટે મિથ્યાદર્શન અને જ્ઞાનની વિપરીતતાને માટે અજ્ઞાન શબ્દ વપરાય છે તો તેની માફક જ ચારિત્રની વિપરીતતા માટે मिथ्याचारित्र કે अचारित्र એવો શબ્દ કેમ કોઈ પણ જગ્યાએ કોઈ પણ શાસ્ત્રકારે વાપર્યો નથી? અર્થાત્ શું એમ માનવું કે દર્શન અને જ્ઞાનમાં સમ્યક્પણું અને વિપરીતપણું એ બન્ને પણ ચારિત્રમાં તે બે સ્વભાવ નથી?

**સમાધાન**–ધ્યાન રાખો કે મિથ્યાદર્શન અને અજ્ઞાન એ બે પદાર્થો અંગે પણ સમ્યગ્દર્શન કે સમ્યગ્જ્ઞાનના ફાયદાને આપે નહિ, પરંતુ સામાયિકાદિચારિત્ર તો એવી ચીજ છે કે તે સમ્યક્ત્વઆદિથી રહિત હોય કે સહિત હોય તો પણ પાપના બંધન અને દુર્ગતિમાં પડતાને રોકવા રૂપ ફલ તો સર્વચારિત્રમાં હોય છે આ કારણથી તો અનન્ય અને મિથ્યાદૃષ્ટિ છતા પણ વ્રતધારક થનારો નરકાદિ દુર્ગતિમાં નથીજ જતો એ ચોક્કસજ છે અનુત્તર અને ગ્રૈવેયકે જવાવાળાના ચારિત્રમાં ફરક ઘણો એમ સેવાય તો પણ પરિણામમાં તો ફરક છેજ જો એમ ન માનીએ તો મિથ્યાદૃષ્ટિનું ઉત્કૃષ્ટ વર્તન બીજું ફળ દેનાર માનવું પડે

**પ્રશ્ન ૧૦૯૧**–હિંસા એ સૂત્રની આગળ મહાવ્રતની સિદ્ધિ કર્યા છતા સંવરઅધ્યયનમાં ચારિત્રશબ્દ શા માટે ઉભો કર્યો

**સમાધાન** પ્રથમ તો પાંચે ચારિત્રોમાં મહાવ્રતો તો છેજ એટલે મહાવ્રતની અપેક્ષાએ ચારિત્રમાં તારતમ્યતા નથી જો કે દિગંબરો કે જેઓ શ્વેતાંબરો એટલેકે જેઓ વસ્ત્રયુક્ત મુખ્યતાએ છે તેમાંથી નીકળેલા હોવાથી દિશારૂપ વસ્ત્રવાળા અમે છીએ એમ કહી પોતાને દિશારૂપ વસ્ત્રવાળા કહેવડાવે છે તેઓના હિસાબે તો મહાવ્રતમાં નિર્ગ્રંથતા છે એટલે ચારિત્રપદનો પરાવર્ત નકામો છે પરંતુ શ્વેતાંબરો મમત્વને ગ્રંથ માનતા હોવાથી નિર્ગ્રંથના પાંચ પ્રકાર અને ચારિત્રના પ્રકારોપણ માનવાની જરૂર છે વળી નિર્ગ્રંથો સર્વથા હિંસાદિના ત્યાગવાળા હોય પણ ચારિત્રવાળા હોય નહિ આ હકીકત પણ મમત્વને ગ્રંથ તરીકે માનનાર અને સામાચારીને ચારિત્ર માનનારજ માની શકશે

**પ્રશ્ન ૧૦૯૨**–શ્રીતત્ત્વાર્થસૂત્રમાં તત્પ્રમાણે એમ કહી પરોક્ષ અને પ્રત્યક્ષ એમ બેજ પ્રકારના પ્રમાણો જણાવવામાં આવે છે અને શ્રીઅનુયોગદ્વાર તથા શ્રીભગવતીજીવગેરેમાં સ્પષ્ટપણે પ્રત્યક્ષઅનુમાનઆદિ ચાર પ્રકારના પ્રમાણો જણાવવામાં આવ્યા છે, તો પછી એ તત્ત્વાર્થસૂત્રને શ્વેતાંબરાચાર્યે કરેલું છે એમ કેમ માની શકાય?

સમાધાન-પ્રથમ તો અનુયોગદ્વાર અને શ્રીભગવતીજીવગેરેમા પ્રત્યક્ષઅનુમાનાદિ ચાર પ્રમાણો જણાવ્યા છે તેમજ શ્રીનન્દીસૂત્ર ઠાણાંગ તથા જીનકલ્પઆદિ અનેક શ્વેતામ્બરશાસ્ત્રોમા પરોક્ષ અને પ્રત્યક્ષ એવા પ્રમાણના બે ભેદો પણ જણાવેલા છેજ

પ્રશ્ન ૧૦૯૩-કેટલાક શ્વેતામ્બરશાસ્ત્રોમા પરોક્ષઆદિ બે પ્રમાણો જણાવ્યા છે તો પછી કેટલાકમા ચાર પ્રમાણો કેમ જણાવ્યા છે?

સમાધાન-અનુયોગ કરનારે પોતે પદાર્થનો નિશ્ચય પરોક્ષ અને પ્રત્યક્ષ એ બે પ્રમાણોદ્વારાએ કરેલો હોય છતાં શ્રોતાને અનુયોગ કરતા તેને પ્રત્યક્ષઅનુમાનાદિકથી અવગતિ હોવાથી તે ચાર પ્રમાણ કહેવા જરૂરી છે માટે વ્યાખ્યાતાની અપેક્ષાએ બે પ્રમાણ હોય છતા શ્રોતાની અપેક્ષાએ ચાર પ્રમાણ કહેવામાં અડચણ નથી જગતમા પણ માપ છે માઇલ, ફર્લાંગ, હાથ અને આંગળદ્વારાએ જાણનારો શિલ્પક સામા મનુષ્યને સમુ નું માન-મોટી સંખ્યાએ બતાવે અને અજ્ઞાન મનુષ્યને હાથ પહોળા કરીને બતાવે તેમા ખોટું શું? આજ કારણથી પ્રદેશીરાજાના વૃત્તાંતમા વાયુનું તોલ ન થવાનું અને સર્વજ્ઞની સિદ્ધિના પ્રસંગમા પ્રમાણપંચકથી અભાવના માની એટલુંજ નહિ પરંતુ મીમાંસકે માનેલા કનક અને ઉપલના સંયોગ અનાદિ માનીને અનાદિ કર્મસંયોગનાશની સિદ્ધિ મનાવી

પ્રશ્ન ૧૦૯૪-નૈગમાદિ નયો જ્યારે પ્રમાણના અંશરૂપ છે તો પછી પ્રમાણનયૈરધિગમ એ સૂત્રમા નયને લેવાની જરૂર શી?

સમાધાન-એકેક નયે ધર્મોને વિચારતા જાણતા અને માનતા પ્રમાણથી નિશ્ચિત પદાર્થ જણાય માટે નયો પણ જ્ઞાનનુ સાધન ગણ્યું અને પ્રમાણના અંશ તરીકે પણ ગણ્યા

પ્રશ્ન ૧૦૯૫-નયોથી થતુ જ્ઞાન જો સમ્યક્ હોય તો પ્રમાણનયૈરધિગમ એ કહેવુ વ્યાજબી ગણાય અને જો સર્વે નયો મિથ્યાદષ્ટિ હોય તો પછી તેઓથી જ્ઞાન થવાની વાત કેમ મનાય?

શકાય નહિ તેમ નથી આશ્ચર્યની વાત તો એ છે કે બન્ને જગોપર જ્ઞાન અને સ્વપક્ષનું સહન કરનારને જ્યારે દેશથી વિરાધક ગણ્યા છે, જ્યારે ક્રિયા અને પરપ નું સહન કરનારને દેશથી પણ આરાધક કહ્યા છે આ વસ્તુનો વાસ્તવિક ખુલાસો ત્યારેજ થાય કે જ્યારે સમ્યગ્દષ્ટિ જીવ આરાધનાની મહત્તાને જેટલું અગ્રપદ આપે તેના કરતા અલ્પ પણ વિરાધનાને ઘણું અગ્રપદ આપે જ્યારે અન્ય સંસ્કારવાળાઓ તો ન્હાયા એટલું પુણ્ય' એમ માનનારા હોઈ અલ્પ પણ આરાધનાને અગ્ર પદ આપે એ વસ્તુ સામાન્યથી લક્ષ્યમાં આવે વર્તુન જ્ઞાનવાન્ થઈને મહાચારથી દૂર રહેનાર ભવસમુખ જનાર અને ભદ્રિકપણે ક્રિયા કરનાર મોક્ષ સંમુખ થનાર થાય એ ભાવાર્થમાં અસંગતતા નથીજ ક્ષમાના વિષયમાં પણ શ્રમણ મહાત્મા અન્યના આક્રોશાદિકને સહન કરનાર પોતાને કહે તેટલી પણ વિરાધના એને દૂમવાની સ્થિતિ લાગી છે જ્યારે શાસન બહારનો મનુષ્ય અલ્પ પણ સહન કરે તે આગળ વધારનારો થય છે ના ક્રિયા અને સ્વપર ક્ષમામાં એકેક વ્યક્તિને ધારીને જુદા જુદા વિષય લઈને સર્વદેશ આરાધક વિરાધકપણું લેવામાં પણ અસંગતતા આવશે નહિ એક દેવદત્ત વિનયવૈયાવચ્ચાદિ કાર્યોમાં જ્ઞાનક્રિયાના ઉભય અન્યતર અને અનુસ્વાગો હોય અગર એક આક્રોશમાં સ્વપરના ઉભય અન્તર અને અનુભયના સહનવાળો થાય ત્યારે સર્વદેશ આ ધના વિરાધના થાય એ અસંભવિત નથી, પરંતુ અહીં સિદ્ધાન્ત ધર્મતા અને ઇતરના માનનારાઓએ અન્યથા શ્રદ્ધાદારાએ ઉભય સંપન્નતા છતાં તેની વિવક્ષા ન કરી પૃથક્ પૃથક્ વિષયોની વિચારણા કરી આરાધકનાદિ વિચારાય એક વાત જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે અને તે એ કે જ્ઞાન અને ક્રિયાનું સૂત્ર અન્ય તીર્થીય વક્તવ્યતાની સ્પર્ધામાં છે અને સમાનું સૂત્ર સ્વાભાવિક છે એટલે જ્ઞાન અને ક્રિયાના વિભાગો સર્વ જીવ વ્યાપક લેવાય અને સ્વપર સહનના સૂત્રો શાસનાન્તર્ગતો માટે લેવાય અને તેથીજ સૂત્રમાં સ્વ અને પરપક્ષ તરીકે વિવક્ષા કરી અને અહિ સમ્યગ્મિથ્યાત્વ કે ક્રિયાની વિવક્ષા કરી

પ્રશ્ન ૧૦૯૮–સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદૃષ્ટિની શ્રદ્ધાનો વિષય શી રીતે સમજવો ?

સમાધાન-तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं तत्त्वा० भूयत्थेणाहिगया उत्त० तहियाणंसद्दहाण पंचाशक० વગેરે શાસ્ત્રવચનોથી એ નક્કી છે કે જીવાદિની સાચી શ્રદ્ધાવાળોજ સમકિતી હોય અને સમકિતી જીવ હોય તે સાચી શ્રદ્ધાવાળોજ હોય એટલે સમ્યક્ત્વવાળાને શ્રીજિનેશ્વરોના વચનને આધારેજ તત્ત્વ માનવાનું હોવાથી સાચી શ્રદ્ધાજ હોય સમ્યક્ત્વવાળાની ભવિતવ્યતા એવી બધી અનુકૂળતાવાળી હોય કે તેને ખોટા પદાર્થને માનવાનો સમય થાયજ નહિ ભવિતવ્યતા અને અપૂર્વક ભાદિથી સમ્યક્ત્વ પામીને સાચી શ્રદ્ધાવાળો થયો હોય તેવાને પણ ભવિતવ્યતા અને મોહનીય ની પ્રતિકૂળતા થાય એટલે કાતો કુગુરુનો યોગ થાય અને શ્રદ્ધાથી પડે અથવા અજ્ઞાન છતાં નિશ્ચય કરવા તરફ દોરાઇને સાચી શ્રદ્ધા ગુમાવી મિથ્યાત્વીની દશામાં જઈ પડે જો અજ્ઞાનના દાવે અને કુગુરુના સંગે સમ્યક્ત્વથી પતિત ન થવાનું હોત તો સમ્યક્ત્વનો અભાવ જ જગતમાં હોત તત્ત્વ એટલુંજ કે કર્મની લાઘવતાને લીધે ભગવાન્ જિનેશ્વરમહારાજે કહેલા તત્ત્વની સમ્યક્ત્વ હોય ત્યાંસુધી પ્રતીતિ થાયજ મુમુક્ષુ આતુર જેમ કર્યું પથ્ય ગ્રહણ ન કરે એટલુંજ નહિ પણ અણકર્યું કે કર્યું એવું અપથ્યજ ગ્રહણ કરે તેમ મિથ્યાદૃષ્ટિ જીવ હોય કે થાય ત્યારેજ ઉપદેશેલા પણ તત્ત્વની શ્રદ્ધા ન કરે પરંતુ ઉપદેશેલા કે અનુપદેશેલાપણ અતત્ત્વની શ્રદ્ધા કરે છે ધ્યાન રાખવું કે ઉપદેશેલા કે અનુપદેશેલા પણ અતત્ત્વની શ્રદ્ધા મિથ્યાત્વ છે વિરુદ્ધપદાર્થની શ્રદ્ધા થાય છતાં સમ્યક્ત્વ ગણવું અને સાચાપદાર્થની શ્રદ્ધા સાંભળવામાં આવ્યા છતાં શ્રદ્ધા ન થાય છતાં પણ સમ્યક્ત્વ માનવું એમ અજ્ઞાન અને ગુરુના નામે બચાવ કરવો ક્યાં સુધી ટકે?

પ્રશ્ન ૧૦૯૯-સાંજે પ્રતિક્રમણના છ આવશ્યકમાં દેવવન્દન આવતું નથી માટે તે ન કરે તો અડચણ શી?

સમાધાન-છ આવશ્યકરૂપ પ્રતિક્રમણ જો કે પંચઆચારની શુદ્ધિને માટે છે એ વાતમાં મતભેદ નથી પરંતુ ધ્યાન રાખવાની જરૂર છે કે પંચઆચારની શુદ્ધિ કરતાં પણ સમ્યક્ત્વની ક્રિયા અત્યન્ત જરૂરી છે

અને ત્રિકાલદેવવદન કરવુ એ સમ્યક્ત્વવ્રતની ક્રિયા છે, વળી મહાનિશી થમા સાજના દેવવદન કર્યા સિવાય પ્રતિક્રમણ કરનારને પ્રાયશ્ચિત્ત જણા વેલુ છે માટે ચૈત્યવદન એ છ આવસ્યકથી પ્રથમ કર્ત્તવ્યજ છે

**પ્રશ્ન ૧૧૦૦**–પ્રતિક્રમણ કરનારા જે હોય તેઓને સામાયિક ન હોય અથવા તો વખત બે ઘડી ન જોઈએ એમ ખરૂ ?

**સમાધાન**–પ્રતિક્રમણના છ આવસ્યક હોવાથી સામાયિક તો જરૂર જોઈએ વળી શ્રાવનિયમનો અર્થ જ ચૂર્ણિકાર જઘન્યથી બે ઘડી કહે છે માટે કોઈપણ સામાયિક બે ઘડીથી ઓછી મુદ્દતનુ હોયજ નહિ

**પ્રશ્ન ૧૧૦૧**–પચ્ચક્ખાણભાષ્ય ગાથા ૯ મધ્યના પચ્ચક્ખાણોમા સૂરે ઉગ્ગએ વિગેરે પ૦ જુદા જુદા ન કહેવા તો આદિ 'શબ્દથી' ઉગ્ગએ સૂરે પ૦ લેવુ કે નહિ ? અને આયબિલ એકાસણાના પચ્ચક્ખાણમા શરૂઆતમા ઉગ્ગએ સૂરે એ વખત બોલાય છે તે બોલાય કે નહિ ?

**સમાધાન**–મધ્યના પચ્ચક્ખાણોમા ઉગ્ગએ સૂરે ન બોલવુ એનો અર્થ એટલો છે કે વિગય નિવિ અને આયબીલના પચ્ચક્ખાણ એકાસણા બેસણાના પચ્ચક્ખાણ અને પાણસ્સ લેવેણનાના અને દેશાવગાસિકમા ઉગ્ગએ સૂરે કે સૂરે ઉગ્ગએ ન બોલવુ અગુષ્ઠ સહિત મુટ્ઠસીમા પણ ન બોલવુ આદિ શબ્દથી ઉગ્ગએ સૂરે આવે વોસિરેઈ વોસરામિ શબ્દ પણ ન બોલવો એ પણ સ્પષ્ટ છે ઉગ્ગએ સૂરે કે સૂરે ઉગ્ગએ એ પદ પહેલુ આવે છે વોસિરેઈ વોસિરામિ એ પ૦ છેલ્લુ આવે છે વસ્તુતાએ નમુક્કારસિ પોરસિ વિગેરે પચ્ચક્ખાણો મુહૂર્ત અને પોરસ સુધીના વખત સુધીના હોય છે એટલે તેને સૂર્યના ઉદયથી મુહૂર્ત વિગેરેનો અવધિ લેવો પડે છે પરતુ વિગય એકાસણા વિગેરેના પચ્ચક્ખાણો આખા દિવસ માટે હોય છે તેથી તેમા મુહૂર્ત પોરસ વિગેરે અવધિ નથી અને તેથી અવધિવાળા ઉગ્ગએ સૂરે કે સૂરે ઉગ્ગએ પદની જરૂર નથી એ સ્વાભાવિક છે પણ શબ્દથુ વિગય વગેરે પચ્ચક્ખાણો દિવસના છે અને તે પચ્ચક્ખાણો ઉત્ત ગુણ

રાં હોવાથી તેને ધારણ કરનારા રાત્રિભોજન વિરમણરૂપી મૂળગુણ ન ધરણ કરનાર નોકારસી વિગેરે પચ્ચક્ખાણોમાં ઉગ્ગએ સૂરે મે પચ્ચત મળવાનુ શાસ્ત્રોક્ત નથી પરંતુ પરિમુટ્ઠિ અને અવડ્ઢના પચ્ચક્ખાણ જુદા હોવાને લીધે તે ભેગા લેવા હોય તો સૂરે ઉગ્ગએ જુદુ સાથે બોલવુ પડે છે

પ્રશ્ન ૧૧૦૨ પચ્ચક્ખાણભા૦ ગાથા ૧૦ વૃત્તિ ધિં-દુવિહારે અચિત્ત મોઇણો એકાશન વિગેરે દુવિહારવાળુ કર્યુ હોય અને અચિત્ત ભોજી હોય તો પાણીના આગાર લેવાતો અચિત્ત ભોજનમા અચિત્ત પાણી આવી જાય કે કેમ? અથવા એ ઉત્તરાર્ધનો અર્થ કેવી રીતે કરવો?

સમાધાન—એકાસણા વિગેરે દુવિહાર પણ સંપ્રદાય વિગેરે અત્યારે નથી થતા છતા પણ થતા હોય અગર કોઈ કરે તો પણ તેને પાણસ્સ લેવેણવાના આગાર તેના લેપઆદિ થકી એકાસણુ બેસણુ વગેરે વિગેરે પચ્ચક્ખાણ ન હોય છતા અચિત્ત ભોજન અને પ્રાસુક પાણીનો નિર્ણય હોય તો પણ તેણે પાણસ્સના આગાર લેવા જોઈએ આવી રીતનો સંપ્રદાય પણ સુવિહિતોમા અને આખા શાસનમા ચાલે છે કોઈક પરંપરા અને શાસ્ત્રને ન માનનારા અને ન સમજના અન્યથા કરે તે વાત પ્રમાણભૂત ગણાય નહિ

પ્રશ્ન ૧૧૦૩—નારકો અને સાધુઓને પોરિસિ વગેરે તિવિહારે થઈ શકે છે તો તે બાબતમા પચ્ચક્ખાણ ભાષ્યની ગા ૧૨મી નો ભાવાર્થ બતાવો કે કઈ જાતની રીતે?

સમાધાન—પચ્ચક્ખાણ કરાવનારાઓના ઉત્સાહને માટે કેટલુક વિવેચન ભાવાર્થ છે કે પરંતુ ગાથાના અર્થને અનુસરતુ હોઇ બાધકારક નથી

પ્રશ્ન ૧૧૦૪—અત્યાર તિવિહારે પોરસી કરી શકાય કે નહિ? અને કરે તો ક્યારે અને કઈ રીતે પાણી પીએ?

સમાધાન સાધુ અને શ્રાવક બંનેને નોકારશી તો ચોવિહાર કરવા નીજ છે, એ વાત ઘણી વખત વ્યાખ્યાનભાષ્યમાંજ જણાવેલી છે

અને મુનિ અને શ્રાવક પોરસી તિવિહાર કરે તો નોકારશી ચોવિહાર પચ્ચક્ખાણ કરી પોરસી વિગેરેનો તિવિહાર કરે તો કરી શકે પરંતુ તેવી સામાચારી કે સંપ્રદાય નથી

પ્રશ્ન ૧૧૦૫–અસ્થિર ને સ્થિર શુભ અને અશુભ એ ચારે ધ્રુવોદયી છે ને ૧૩મા ગુણઠાણા સુધી રહે છે તો વચમા હાડ દાંત કેમ ભાંગી જતા હશે? અને સ્થિરનામકર્મનો ઉદય હોય તેને ૧૩મા ગુણઠાણા સુધી હોવો જોઈએ

સમાધાન તે તે હાડ દાંત બાલપનમાં અસ્થિરકર્મ ઉદયમા આવે તો હાડ દાંત વિગેરે તૂટે તેમા આશ્ચર્ય નથી જેટલા પુરતો સ્થિર નામ કર્મનો ઉદય હોય તેટલા પુરતો સ્થિર રહે બધા અસ્થિર થતા નથી લોહી કફ યોગને લીધે હોય છે અને યોગની ચપળતા આત્મપ્રદેશની ચપળતાને લીધે હોય છે સ્થિર અસ્થિરપણું હાડકા વગેરેની અપેક્ષા વાળુ છે ઉપર કહેલી લોહીની વાત સમજાશે એટલે તીર્થંકર મહારાજને અસ્થિરના ઉદયની પ્રમાણની શંકા નહિ રહે

પ્રશ્ન ૧૧૦૬ શુભ, અશુભ નાભી નીચેના અંગો તે અશુભ અને ઉપરના અંગો તે શુભ આ પ્રમાણે અર્થ કરીએ તો તીર્થંકર મહાત્માને દેવતાઓ પૂજે છે તો તેમને સર્વાંગે શુભનામકર્મ માનવું પડે અને અન્ય જીવોને નાભી નીચેના ભાગે ન અશુભ માનવા પડે તો અન્ય જીવોને નાભી નીચેનો ભાગ શુભ પ્રાપ્ત થાય કે નહિ?

સમાધાન–મુખ્યતાએ ગુણ અને નીતિ વિગેરેની અપેક્ષા વિના આ વ્યવસ્થા કરેલી છે તેથી અરિહંતમહારાજ કે આચાર્યોના નાભી વિગેરેથી નીચેના અંગો પૂજ્ય થાય તેમા આશ્ચર્ય નથી

પ્રશ્ન ૧૧૦૭ વ્યવહારભાષ્યમા કહ્યું છે કે કાઉસ્સગ્ગમા આડપડની હોય તો અન્ય સ્થાને જવું તો પ્રતિક્રમણમા આડપડની હોય તો અન્ય સ્થાને જવું કે અન્ય ન ગણવું?

સમાધાન સર્વક્રિયા ગુરુ આદિની સાક્ષીએ તેમાં નમસ્કાર

કરવાની છે તેથી ગુરુ આદિની સાક્ષીએ કરાતી ક્રિયામાં સર્વત્ર આડ વાગવાની છે પરંતુ કાઉસ્સગ્ગમાં સ્થાનનો નિયમ હોવાથી આડની વખતે આગળ આવવાના આગાર માટે એ વાત જણાવવામાં આવી છે

પ્રશ્ન ૧૧૦૮-ચૈત્યવંદનભાષ્યમાં શાસનદેવનું સ્મરણ કરવાનું કહેલ છે તો દરરોજ શાસનદેવનું પ્રક્ષાલન અને પૂજા થાય છે તે કેવું ઉચિત છે?

સમાધાન-દેવવંદનના બારે અધિકારો સાધુ અને શ્રાવક બન્નેને અંગે સાધારણ કહેવામાં આવ્યા છે, તેથી ભાષ્યમાં બારે અધિકાર વખતે સ્મરણ માત્ર શાસનદેવતાદિકનું જણાવ્યું છે હંમેશા પ્રક્ષાલન પૂજન કરવું એ સાધર્મિક ભક્તિ અને સુલભબોધિપણાને માટે અનુચિત ગણાય નહિ

પ્રશ્ન ૧૧૦૯ દેરાસરમાં અશુચિવિગેરે થાય તો શું કરવાથી આશાતના દૂર થાય?

સમાધાન-સામાન્ય અશુચિ હોય તો એટલું સ્થાન ધોવાથી અને વિશેષ અશુચિ થાય તો સ્નાત્ર પૂજા અને મંદિર ધોવા વિગેરે પણ કરાય.

પ્રશ્ન ૧૧૧૦ શ્રાવકના અતિચારમાં બેસતાં નવકાર ન ભણ્યો ઉઠતાં પચ્ચક્ખાણ કરવું વિસાર્યું એવું જે આવે છે તે એકાસણું વિગેરે કર્યા પછી પચ્ચક્ખાણ લેવું જોઈએ તે માટે છે કે બીજા માટે?

સમાધાન પૌષધ વિગેરેમાં એકાસણું કર્યું હોય ત્યારે અથવા સામાન્યપણે પણ એકાસણાવિગેરે કરવા જેમના પચ્ચક્ખાણ પહેલાં પાર્યું હોય તો પણ ઇષ્ટ સ્મરણ માટે પહેલા નવકાર ગણવો જોઈએ અને એકાસણાવિગેરેમાં ઘણા આગાર હોવાથી આગારના ઓછાપણા માટે તિવિહારનું પચ્ચક્ખાણ કરવું જોઈએ અને ન કરે તો તપાચારમાં દૂષણ લાગે માટે કહ્યું છે

પ્રશ્ન ૧૧૧૧-ત્રણ કાળ કેવી રીતે ગણવા?

સમાધાન-કેટલાક ગ્રન્થકારના કહેવા પ્રમાણે ત્રણે સંધ્યાઓની આગળ પાછળની એક એક ઘડી લેવી. અને કેટલાકના કહેવા પ્રમાણે સૂર્ય ઉદય અને આથમ્યા પછીની બે ઘડી ગત સાંજની સંધ્યા

લીધે સોળમાં ગની નિમ તેનો પણ પરિહાર થાય છે, અને ટાઢથી બચ વાનું વધારે થાય છે નથી સૂતરનું વસ્ત્ર અંદર રાખવું પણ બહાર ન રાખવું ચૂર્ણિકારમહારાજ કહે છે કે એકનું ક્ષૌમિક એટલે કપાસનું ઓઢવું પણ એકનું ઉનનું ન ઓઢવું જો કોઇ એકલું ઉનનું ઓઢે તો તેને મ સલઘુ પ્રાયશ્ચિત્ત આવે એક વસ્ત્ર ઓઢવાનો વિધિ જણાવ્યો બે વસ્ત્ર ઓઢવાનો વિધિ વળી ગાથાનું પશ્ચાર્ધ સુગમ છે સૂત્રના વસ્ત્રનો અંદર પરિભોગ કરવાના અને ઉનના વસ્ત્રનો બહાર પરિભોગ કરવાના આ ફાયદા છે સૂત્રના વસ્ત્રમાં તેટલી જુઓ નથી હોતી ઉનના વસ્ત્રમાં (પરસેવાથી) બહુ જુઓ થાય છે અંદર ઉનનું વસ્ત્ર ઓઢાય અને તે મેલું થાય તો તે મેલા ઉનના વસ્ત્રમાં લીખ ફુલ જલ્દી થાય માટે અંદર સુતરનું અને બહાર ઉનનું વસ્ત્ર વાપરવાથી જુઓની માફક લીખફુલની પણ રક્ષા થાય અંદર સુતરનું વસ્ત્ર વાપરવાથી શોભા થાય તેનો પણ બહાર ઉનનું વસ્ત્ર વાપરવાથી પરિહાર થાય સુતરનું વસ્ત્ર મેલ સહન કરી શકે છે પણ ઉનનું વસ્ત્ર મેલ સહન કરી શકતું નથી મેલું થયેલું ઉનનું વસ્ત્ર દુર્ગંધી થાય છે તેથી અપભ્રાજના થાય તેનો પણ ઉનનું વસ્ત્ર બહાર રાખવાના પરિહાર થાય સુતરનું વસ્ત્ર અંદર હોય તેની કામળીથી ટાઢનો પણ બચાવ સારો થાય એ કારણથી (સુતરનું વસ્ત્ર અંદર ઓઢવું) પણ બહાર ન ઓઢવું એવી રીતે નિશીથચૂર્ણિમાં પ્રથમ ઉદ્દેશામાં નિરૂપણ કરેલું છે આ ઉપરથી એકલું કામળીનું વસ્ત્ર જેઓ ઓઢે છે તેઓ શાસ્ત્રના વચનથી વિરૂદ્ધ વર્તનારા અને વિરાધનાવાળા છે પરંતુ જેઓ એકલું ઉનનું વસ્ત્ર ઓઢવાનું પ્રતિપાદન કરે છે તેઓ તો તેમ આચરીને વિરાધના કરે છે એટલુંજ નહિ પરંતુ પોતાના આત્માને ઉત્સૂત્રભાષકપણામાં મેલે છે

**પ્રશ્ન ૧૧૧૩**–કેવળજ્ઞાન આત્મામાં શક્તિરૂપે હોવાથી કર્મને દુર કરવા પ્રયાસ કરવાની જરૂર નથી પણ આત્માની શક્તિ પ્રગટ કરવાથી આપોઆપ કર્મનાશ થાય છે કર્મના આવરણ માનવાની જરૂર નથી, તો કેવળજ્ઞાન આત્મામાં શક્તિરૂપે માનવું કે સત્તાપણે માનવું?

**સમાધાન**–(અ) શ્વેતાંબર દિગંબર અને સ્થાનકવાસી વિગેરે સર્વ

જૈનમતવાળાઓ અને સૂત્રકારો આત્માના જ્ઞાનાદિગુણોને આવરવાવાળા જ્ઞાનાવરણીયાદિ કર્મો માને છે અને શાસ્ત્રકારો પણ કહે છે, માટે જ્ઞાનાવરણીયાદિ વિગેરેને આવરણ રૂપે નહિ માનનારો જૈનધર્મને પામેલોજ નથી

(આ) આત્મામા જો શક્તિરૂપે સર્વદા જ્ઞાન રહેતુ છે એમ માનવામા આવે તો લોકાલોકપ્રકાશ રૂપે માન થવુજ જોઇએ કેમકે કેવળજ્ઞાનની શક્તિ એજ છે અવરણકર્મ વસ્તુને આવનાર છે માટે સત્તારૂપે માની શકાય વળી આવરણના ક્ષયઆદિ થયા હોય ત્યારેજ શક્તિરૂપે મનાય મત્યાદિના આવરણનો નાશ હોય છે ત્યારેજ તે મત્યાદિને લબ્ધિ એટલે શક્તિરૂપે મનાય છે

(ઇ) "सव्वपावप्पणासणो, पावाण कम्माण निग्घायणट्ठाए इत्यादि વાક્યો અને સવર તથા નિર્જરાતત્ત્વ (સયમ અને તપ) ત્યારે વ્યાજબી ગણાય કે કર્મને રોકવા લાયક અને ક્ષય કરવા લાયક માનવામા આવે છેવટે "नमो अरिहताण" પણ ત્યારેજ વ્યાજબી ગણાય કે જ્યારે કર્મને હણવા લાયક મનાય

(ઈ) આત્માના પ્રયાસથી આવરણ કર્મનો નાશ ન માનીએ તો શક્તિને પ્રગટ થવાનું કે ન થવાનું કારણ રહેતુ નથી બીજુ પ્રધાન પણ નહિ થવા થવાનું કારણ આવરણને ન માનીએ તો હેતુ નથી એટલે કર્મના ક્ષયોપશમાદિક માટે આત્માનો પ્રયાસ થય છે અને તેથીજ શક્તિ અગ વસ્તુ પ્રગટ થાય છે એમ માનવુ જોઇએ આત્મા લોકાલોકપ્રકાશક ન થાય ત્યા સુધી આત્મામા કેવળજ્ઞાન સ્વભાવરૂપ હોવાથી સત્તારૂપે મનાય પણ શક્તિરૂપે ન મનાય નહીતર અભવ્યાદિને શક્તિરૂપે કેવળજ્ઞાન છે એમ કહેવુ પડે

પ્રશ્ન ૧૧૧૪ સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી ગૃહસ્થાશ્રમમા રહીને ગમે તેવા ભોગ ભોગવે કે લડાઈ કરે અગર ગમે તેવા કૃત્ય કરે તો ત્યા નિર્જરા હેતુ ભૂત છે? ચેડા રાજાએ લડાઈ કરી હતી તેમ ઘણા સમ્યક્ત્વી રાજાઓ લડાઈ કરે તો તેમા ? તેમા નિર્જરા છે

જુદો છે તેથી મને કર્મ લાગતા નથી તેમ સમ્યક્ત્વની પ્રાપ્તતા હોવાથી સમ્યક્ત્વીને કર્મ લાગતાજ નથી

સમાધાન—(૨૧) સમ્યક્ત્વવાળાને અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાનાવરણી અને સંજ્વલન કષાયો અને હાસ્યાદિનોકષાયોનો ઉદય હોય કે નહિ? અને હોય તો તે બધા જીવવિપાકી હોઈને આત્માની સ્વરૂપરમણતાને બગાડનારા થાય કે નહિ? અને તેને બગડેલી પરિણતિ થયા છતાં કર્મ બંધાયજ નહિ એમ હેતુ વિચારવાળાને શોભે ક્યાંથી?

(આ) જો કે સમ્યક્ત્વની પરિણતિવાળો દુઃખ કે સુખ વેદતા કર્મના ઉદયનું સ્વરૂપ વિચારે અને તેથી અતિદીર્ઘધ્યાનવાળો ન થાય અને તે દ્વારાએ નવા તેવા ગાઢ પાપો ન બાંધતા ગાઢ કર્મોને નિર્જરે એમ કહેવામાં બાધો નથી પરંતુ હિંસાદિ આશ્રવોમાં પ્રવર્તે કષાયોમાં તન્મય થાય અને એકલી નિર્જરાજ કરે અને કોઈ પણ નવુ કર્મ નજ બાંધે એમ કહેવું એ આત્મા અને કર્મના જાણનારાને શોભે નહિ

(ઇ) સમ્યક્ત્વ પામેલો ગૃહસ્થ અવિરતિ ટાળીને ચારિત્ર લેવાની ઈચ્છાવાળોજ હોય તો પછી જો તેને કર્મ બંધાતાજ ન હોય તો તેને ચારિત્ર લેવાની કે સ્વલિંગ લેવા દ્વારા વિરતિ કહેવાની જરૂરજ ક્યાં રહી?

(ઈ) શાસ્ત્રકારો ઉદયના નિરોધને તથા ઉદયની નિષ્ફળતાને સંવર કારણ ગણે છે, તો પછી ઉદયના આધારે વર્તનારાને તો ધર્મનો સ્પર્શ પણ થયો ન ગણાય તો તે વાતે બંધનો અભાવ થયો તો ગણાય ક્યાંથી?

(ઉ) જો આત્મા શુદ્ધ છે એવા જ્ઞાનમાત્ર કે વિચારમાત્રથી આત્માની શુદ્ધિ થતી હોત એટલે કર્મ ન લાગવારૂપ સંવર થતો હોત અને કર્મના નાશરૂપ નિર્જરા થઈ જતી હોત તો જ્ઞાનક્રિયાભ્યાંમોક્ષ "चरणगुणविहिओ साहू" सूय सेअ सील सेअ ३, ४, तिण्हपि समाओगे मोक्खो" એ વિગેરે વાક્યો નિરર્થકજ થઈ જાત

પ્ર° ૧૨૮૮ કોઈ કોઈનું ખુન કર્યું કે પરિતાપ કર્યો અગર તો પોતે કોઈને માર્યા અગર મરાવ્યો તેની મમતા હારી કે માફી બોલવી

માર્દવના સૂત્રમાં પણ એકેદ્રિયવિગેરેના અભિઘાતાદિથી પાપ થવાનું સ્પષ્ટ જણાવેલું છે એટલે જેઓ પરિતાપાદિકને માનનારા નથી તેઓ જૈનબચ્ચાઓ કરતાં પણ અધમમાર્ગીના છે

પ્રશ્ન ૧૧૧૭–આત્માને કર્મ લાગતાં નથી એ તો જડનાજ કારણથી અને તેના ઉદયથીજ કર્મ બંધાયછે એમ નહિ ?

સમાધાન–(અ) મિથ્યાત્વ, અવિરતિઆદિક હેતુએ આત્માને કર્મનો બંધ થાય છે એ વાત નવતત્ત્વમાં બંધતત્ત્વને સમજનારો અને માનનારો સ્હેજે સમજે અને માને જો આત્માને કર્મ લાગતાં ન હોય તો આત્મા સંસારમાં રખડતોજ કદિ ભવમાં રખડતો ન હોત તો શરીર હોત નહિ શરીર ન હોત તો ઇંદ્રિયો ન હોત અને ઇંદ્રિયો ન હોત તો વિષયોનો બોધ હોત નહિં અને વિષયનો બોધ ન હોત તો સુખદુઃખ થાત નહિ. માટે આત્માને કર્મ લાગતાજ નથી એમ માનનારે જૈનશાસન, જૈનધર્મ કે નવતત્ત્વનો સર્વથા બોધ કર્યો નથી અગર લહ્યો નથી એમ સમજવું

(આ) વળી આત્માને કર્મ ન લાગતાં હોય એમ માનીએ તો બંધ વગર ઉદય હોયજ નહિ માટે કર્મનો ઉદય પણ આત્માને છે એમ માનવાનું રહે નહિ અને ઉદયના અભાવથી સંસારાદિક બધા પદાર્થો કલ્પિત થઈ જાય

(ઇ) કર્મ લાગવાનું આત્માને હોય છે અને તેથીજ આત્મા કર્મનો કથંચિત્ કર્તા છે એ માનવું થાય અને તેનુંજ નામ આસ્તિક્ય છે અને આત્મા કર્મનો કર્તા નથી એમ માનવું તે તો મિથ્યાત્વસ્થાનજ છે

(ઈ) જો આત્માને કર્મ લાગતાજ ન હોય તો કર્મનો ઉદય આત્માને શી રીતે હોય ? અને જો આત્માને કર્મનો ઉદય ન હોય તો પછી આત્માને મિથ્યાત્વાદિક વિકારો થાય કેમ ? અને જો તે ન થાય તો તેનાથી કર્મ બંધાય પણ કેમ ?

(ઉ) આત્માને જો કર્મ ન લાગતાં હોય તો આકાશાદિક અને સિદ્ધની પેઠે કર્મનો ઉદય આત્માને સતાવનારો બનેજ નહિ

(ઉ) આત્માને કર્મ લાગતા ન હોય અગર આત્મા કર્મને કરતો ન હોય તો પછી કર્મને તોડવા માટેના મોક્ષના સાધનો તથા આત્યન્તિક કર્મવિયોગથી થયેલ મોક્ષ માનવો તે પણ રહે નહિ.

(એ) આત્માને કર્મ લાગતાંજ ન હોય તો ચાર ગતિ અને એકેન્દ્રિયાદિક જાતિ વિગેરેનું માનવું ભ્રમરૂપજ ગણાય

પ્રશ્ન ૧૧૧૮– આત્મા પોતેજ ત્રિરત્ની હોવાથી બાહ્યવ્યવહારથી પાંચ વ્રત કે દશચારિત્ર લેવાથી મોક્ષનું કારણ નથી, પરંતુ આત્માને શુદ્ધ સ્વરૂપે શ્રદ્ધવો તે સમ્યગ્દર્શન અને તેને સમજવો તે સમ્યગ્જ્ઞાન તેમજ આત્મભાવમાં સ્થિરતા હોવી તેજ ચારિત્ર છે અને આત્માની સ્થિરતામાંજ અનંતા કર્મની નિર્જરા છે

સમાધાન–(અ) આત્માસ્વરૂપે સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નવાળો છે પરંતુ જેમ દેખનાર માણસની આંખે પાટો બાંધેલો હોય તો તે પાટો દૂર થાય ત્યારેજ તે ચક્ષુદ્વારાએ દેખવાનું કામ થઈ શકે તેમ આત્માને અંગેપણ જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નને રોકનારા કર્મનો ક્ષય થાય તોજ તે જ્ઞાનાદિ ત્રણ રત્ન ઉપયોગમાં આવે

(આ) દુર્જનતા દૂર થયાથી જેમ સજ્જનતા આપોઆપ આવે છે વાદળ દૂર થવાથી સૂર્ય આપોઆપ પ્રકાશિત થાય છે તેની રીતે જ્ઞાનને રોકનાર તથા ચારિત્રને આચ્છાદિત કરનાર કર્મોનું જોર હોય ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ પોતાનું કામ કરે નહિ તથા મોહનીયનો નાશ ન થાય ત્યાંસુધી દેશવિરતિ અને સર્વવિરતિ ( પાંચઅણુવ્રતો અને પાંચમહાવ્રતો ) અને વીતરાગતા પ્રગટ થાય નહિ એટલેજ સ્પષ્ટ થયું કે જે આત્માને પાંચઅણુવ્રતો નથી આવ્યા એટલે લેવાનું બન્યું નથી તેને તથા જેણે સાધુપણું એટલે પાંચ મહાવ્રતો લીધા નથી અગર બન્યા નથી તેને મોહનીયનો ઉદય ગયો નથી એ ચોક્કસ છે

(ઇ) અણુવ્રતો અને મહાવ્રતો જેમ ચારિત્રમોહનીયના ક્ષયોપશમને લીધે થાય [illegible] અણુવ્રતો અને મહાવ્રતો [illegible]

પ્રશ્ન ૧૧૨૦—કેઈ જીવ શુભ ઉદયથી ત્યાગ કરે છે તો કોઇ તપ કર્યા કરે છે, તે તમામ કર્મના ઘરની વાત છે માટે આત્મભાવમાં સ્થિરતા સિવાય કોઇ ક્રિયાની જરૂર નથી

સમાધાન—(અ) ત્યાગ અને તપશ્ચર્યાને જેઓ શુભ કે અશુભ કર્મના ઉદયથી થયેલા માને છે તેઓ જૈનધર્મને જાણનારા નથી, કેમકે સંયમ અને તપ તે બન્ને કે બન્નેમાથી એક પણ કર્મના ઉદયથી થવાવાળી ચીજ નથી પરંતુ કર્મના ક્ષયોપશમથીજ થવાવાળી ચીજ છે ચારિત્રની પરિણતિ સિવાય વીતરાગતા નથી અને વીતરાગતા સિવાય આત્મસ્થિરતા નિર્વિઘ્ન બની નથી

(આ) તત્ત્વાર્થકાર सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः એ સૂત્રથી ચારિત્રને મુખ્ય મોક્ષ માર્ગ તરીકે જણાવે છે અને સૂત્રકાર પણ 'चरणगुणट्ठिओ साहू' એમ કહીને ચારિત્રમાં રહેનારનેજ સાધુ ગણવાનું કહે છે તથા सोहओ तवो संजमो य गुत्तिकरो એમ કહી નિર્યુક્તિકારમહારાજા પણ મોક્ષના સાધન તરીકે ચારિત્રની જરૂર જણાવે છે

(ઇ) તેરમે ગુણઠાણે સંપૂર્ણજ્ઞાન દર્શન અને ચારિત્ર હોવાને સાથે આત્મભાવમાં રમણતા છે છતાં યોગ રોધની ક્રિયા વગર મોક્ષ થતો નથી એ વિચારનાર ક્રિયાને મહાફલવાળી ગણેજ

(ઈ) ગમન-આગમન-આહાર નીહાર વિગેરે પ્રવૃત્તિઓ આત્માની ચંચળતા વગર થતીજ નથી માટે તેની ગમનાદિ ક્રિયાવાળો છતાં આત્માને પોતાને માટે સ્થિરજ છું એમ માનવાનું કહે તે સ્પષ્ટપણે જુઠુંજ છે

(ઉ) શું આત્મભાવમાં સ્થિર થાય તેનું નામ ક્રિયા ગણી? જો તેનું નામ ક્રિયા હોય તો ચૌદમે ગુણઠાણે વર્તતા જીવો આત્મભાવમાં સ્થિરતાવાળા છે તો તે શું સક્રિય અને સયોગી છે? એટલે કહેવું જોઈએ કે દયાઆદિકની પ્રવૃત્તિરૂપ ક્રિયા ઉઠાવવાને માટે આત્મભાવની સ્થિરતાને ખોટી રીતે ક્રિયામાં લાગુ કરવામાં આવેલી છે

પરિગ્રહ સેવાય છે તેમા જેટલા જડપ થ છે તે જડપ ર્થમા પરિણમન ભાવ જેવા સ્વરૂપે થવાના હોય તેવા સ્વરૂપે બનાવવાનો ચૈતન્યઆત્માનો ભાવ આપો આપ થઈ જાય તેથી સમ્યક્તીને તેની પ્રતિમા બનાવનારો હોવાથી તેને દોષ લાગતોજ નથી દાખલા તરીકે સમ્યક્તીને મકાન બનાવવુ હોય ત્યારે પત્થરઆદિની વસ્તુ વિગેરે તેવા સ્વરૂપે તેને પરિણમવાનું થવાથી તેઓમાં તેવા ભાવ આપો આપ થવાનું છે તેથી તે વસ્તુ તે સ્વરૂપે બની જાય છે તેમાં સમ્યક્તીની જવાબદારી નથી કારણ કે તે પોતે પોતાને જ્ઞાતા અને દૃષ્ટા તરીકે માને છે

સમાધાન-(અ) સમ્યક્ત્વ તેનુજ નામ છે કે વિરતિવાળાનેજ શુદ્ધ માનવા અને વિરતિનેજ ધર્મ માનવો

(આ) જેને સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ હોય તે અવિરતિને કર્મબંધનનુ કારણજ માને

(ઇ) જેને સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ હોય તે આરંભ અને પરિગ્રહને છાંડવા લાયકજ માને અને તે છાંડવા સામાજ આત્માનુ કલ્યાણ છે એમ માને

(ઇ) સમ્યક્ત્વવાળા જીવેને આરંભિકી અને પરિગ્રહાદિકી ક્રિયા ન માનનાર સમકિતી તો શુ ? પણ વ્યવહારથી પણ જૈની કહિ કહી શકાય

(ઉ) જડના પરિણામની અપેક્ષાએ તો મિથ્યાત્વી વિગેરેના પરિણામ પણ તેની અવિરતિ ચૈતન્યતાથી થાય છે તો તેને પણ કર્મબંધ લાગવા જોઇએ નહિ

(ઊ) હિંસામા જેમ હિંસ્યનો કર્મના ઉદય છતા તેનુ કારણ બનનારા એવો ઘાતક હિંસાના પાપનો ભાગી છે તેવી રીતે જડ પરિણતિમાં કારણ માનનારો જીવ પણ જરૂર પાપનો ભાગી છે

(એ) આરંભ પરિગ્રહાદિકમા પ્રવર્તતુ વાચનુ એઓને પ્રેરવા અને [illegible]પણાને અનુચિત કરી કરાવવા અને પોતાના આત્માને જ્ઞાતા ને દૃષ્ટા કહીને બચાવવો એવું સ્વપ્ન પણ સમકિતી જીવને ના [illegible] નહિ

તા કે ચોવિસે તિર્થંકરોમાથી કોઈ પણ તીર્થંકરમહારાજ વ્યવહારચારિત્ર આદર્યા સિવાયના નહોતા અને તે સર્વે ગર્ભકાળથી સમ્યક્ત્વ અને ત્રણે જ્ઞાનને ધારણ કરવાવાળા હતા એ વિચારનાર મનુષ્ય વ્યવહારચારિત્રની અત્યત ઉપયોગિતા મા યા સિવાય રહેશેજ નહિ વળી જગતના સ્વભાવે ઉત્પન્ન થતુ મનપર્યવજ્ઞાન પણ વ્યવહારે ત્યાગવાળાનેજ ઉત્પન્ન થાય છે એવુ જાણનારા મનુષ્ય વ્યવહારમાર્ગને ઉત્તમપદનુ સાધન માન્યા સિવાય રહેજ નહિ માટે શાસ્ત્રદૃષ્ટિવાળાએ તો જીવાદિકતત્ત્વશ્રદ્ધારૂપી સમ્યક્ત્વ અને અંગાદિકજ્ઞાનરૂપી બોધ તથા સામાયિકાદિચારિત્રને મોક્ષનો માર્ગ માનવો શાસ્ત્રમાં કેટલ નિશ્ચયના વાક્યોને પકડી વ્યવહારને ન માનનાર તીર્થ ઉચ્છેદના પાપવાળો છે એમ સ્થાને સ્થાને શાસ્ત્રકારો કહે છે તેવો વ્યવહાર લોપનારને નજરે જોવામા પણ પાપ છે એમ શાસ્ત્ર સ્પષ્ટપણે કહે છે

પ્રશ્ન ૧૧૨૩-શ્રમણ ભગવતમહાવીર મહારાજાએ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે દેશના સર્વજ્ઞનિમંત્રણના કરી દીધી તે દેશનામા મનુષ્યો આવ્યા હતા કે નહિ? અને જો મનુષ્યો આવ્યા જ ન હોત તો પછી અભાવિયા પરિસા અર્થાત્ અભાવિતા પર્ષદ્ એટલે કોઈપણ જીવે જે પ્રથમ પર્ષદામા સર્વવિરતિ ગ્રહણ કરી નહિ તેથી આશ્ચર્ય ગણાય એમ કહેવાની જરૂર શી? કેમકે મનુષ્યગતિ સિવાય બીજી કોઈપણ ગતિ વાળા જીવ સર્વવિરતિ પામે નહિ એ શાસ્ત્રસિદ્ધ હકીકત છે તો પછી તેનુ આશ્ચર્ય ગણાય કેમ?

સમાધાન-ભગવાન્ મહાવીરમહારાજના ચરિત્રમા નીચે પ્રમાણે જણાવેલ છે તેથી દેવતાઓજ આવેલા હતા महावीरचरित्र चक्र रुम वमरण, यथाविधि दिवौकस ॥१॥ न सर्वविरतेरह कोऽप्यत्राति विद्यमपि । फरूप इत्यकरोत्तत्र, तिपण्णो देशनां विभु ॥२॥ महावीर० (गुण०) ...णाहो भुवतो देवनरनरिंदेहिं । निसीयइ ... ॥२॥ जइविहु परिसं नाणेण जि

मुणइ जोगयारहियं ।

महावीर० (नेमि०) 'पव्वज्जाइगुणाण पडिवत्तिखमो न कोइ इह अत्थि । इय णाउ खणमेग कैवलमहिम सुरेहिं कय ॥१॥ जीयति अणु भवउ सुरकयवरकणयकमलम्मि । चरणे विनिक्खिवंतो चउविह सुरसंघपरियरिओ ॥२॥

आवश्यक (मल०)पृ० ३०० भगवतो ज्ञानरत्नोत्पत्तिसमनन्तरमेव देवाश्चतुर्विधा अप्यागता आसन्, अत्यद्भुता च महर्षिवन्तो ज्ञानोत्पादमहिमानं चक्रु, तत्र भगवान् अवबुध्यते नात्र कश्चित् प्रव्रज्या प्रतिपत्ता विद्यते ।

आव० [ हरि० ] पृ० २२९ भगवतो ज्ञानरत्नोत्पत्तिसमनन्तरमेव देवाश्चतुर्विधा अप्यागता, तत्र च प्रव्रज्याप्रतिपत्ता न कश्चिद् विद्यत इति विज्ञाय विशिष्टधर्मकथनाय न प्रवृत्तवान् ।

ઉપર જણાવેલા ચરિત્રોમાંજ એકલું દેવતાનું આવવું જણાવે છે તેમ નહિ પરંતુ શ્રીકલ્પસૂત્રની ટીકામાં પણ માત્ર સુર અને અસુરોનું પ્રથમ સમવસરણમાં આવવું જણાવે છે જુઓ તે પાઠ- मिलितेषु सुरासुरेषु स्थलवृष्टिमिव निष्फला देशना क्षण दत्वा प्रभु अपापापुर्यां महासेनवने जगाम ઉપર જણાવેલા પાઠોથી સ્પષ્ટ થાય છે કે ભગવાન્ મહાવીરમહારાજના પ્રથમ સમવસરણમાં મનુષ્યોની હાજરી હોતી આમ છતાં પણ શ્રીઆચારાંગસૂત્રના ભાવના અધ્યયનનો પાઠ તો ખુલ્લે ખુલ્લા શબ્દોમાં જણાવે છે કે-શ્રમણ ભગવંત મહાવીરમહારાજે પહેલા સમવસરણમાં દેવતાને ઉદ્દેશીનેજ ધર્મ કહ્યો અને મનુષ્યને ઉદ્દેશીને તો પછીજ ધર્મ કહ્યો છે જુઓ તે પાઠ आचारांगसूत्र—तओ णं समणे० पुव्वं देवाणं धम्ममाइक्खइ पच्छा मणुआणं ઉપર જણાવેલા

જણાવે છે એ બધી હકીકત વિચારનારો સુજ્ઞપુરુષ સ્હેજે સમજી શકશે કે બીજા પંચાશકમાં ભગવાન્ હરિભદ્રસૂરિજીએ જણાવેલી દીક્ષા જે છે તે પ્રવ્રજ્યારૂપ દીક્ષા નથી, પરંતુ સર્વસ્વાર્પણ કરી સ્વયંસેવક બનવારૂપ દીક્ષા છે અને કે પ્રકરણ ગાથા અને તેના અર્થો વિગેરે વિચાર્યા સિવાય બોલનારા અજ્ઞાની જીવો તો તે બીજા પંચાશકમાં દીક્ષાની વિધિને અંગે કહેલું વચન સર્વવિરતિરૂપ દીક્ષાને લાગુ કરે છે પરંતુ તેમાં તેઓની પૂરી અજ્ઞાનતા છે એમ કહેવા સિવાય બીજું કહેવાય નહિ.

પ્રશ્ન ૧૧૨૫-શ્રીનિશીથચૂર્ણિમાં वासत्ताण मोत्तूण इक्कस्स उण्णियस्स नत्थि परिभोगो આવા જણાવેલ વાક્યથી ચોમાસા સિવાય એકલા ઊનના વસ્ત્રને વાપરવાનું નથી એમ સ્પષ્ટ જણાય છે તો પછી બારે માસ એકલા ઊનના વસ્ત્રને વાપરવામાં પ્રાયશ્ચિત્ત છે એમ કેમ કહેવાય?

સમાધાન-પ્રથમ શ્રીનિશીથચૂર્ણિકાર મહારાજ શ્રીનિશીથભાષ્યની इक्क पाउरमाणो એ ગાથાની વ્યાખ્યામાં એકલા સુતરના કપડાને ઓઢવાની વિધિ જણાવી એકલા ઊનના કપડા (કામળી) ને ઓઢવામાં પ્રાયશ્ચિત્ત જણાવે છે એ ચોકખું છે એટલે એકલું ઊનનું વસ્ત્ર એટલે કામળી એકલી ઓઢાય નહિ એ ચોકખું છે વળી જે નિશીથચૂર્ણિનો પાઠ ઉપર આપ્યો છે તેમાં वासत्ताण નો અર્થ વર્ષાઋતુ એવો જે કરવામાં આવ્યો છે તે ખોટો છે એ वासत्ताण નો અર્થ વર્ષાત્રાણ એટલે વરસાદથી બચાવનાર એટલે કામળી થાય છે વળી वासत्ताण ઈત્યાદિ વાક્યની પહેલાં परिभोगे विवच्चासो न किज्जति અર્થાત્ સુતર અને ઊનના વસ્ત્રના પરિભોગમાં એટલે વાપરવામાં વિધિનું ઉલટાપણું ન કરવું એમ જણાવેલ છે તેથી આ वासत्ताण નું વાક્ય અવિધિના સંભવને કે વિધિના વિપર્યાસને જણાવનાર છે અર્થાત્ સૂતરના કપડા અને ઊનનું એક વસ્ત્ર કામળીરૂપ તેઓનું હોવાથી કામળી સિવાય બીજા એકલા ઊનના વસ્ત્રનો પરિભોગ નથી એટલે એક કામળીજ ઊનની છે અને તેને એકલી વાપરવામાં તો વિધિનો વિપર્યાસ થયો કહેવાય અને એજ કારણથી એકલી

એકલો ઊનનો કપડો એકલે કામળી એકલી ઓઢવી નહિ એમ ગચ્છાચારમાં કહેલું છે એમ કહે છે અને ગચ્છાચારની ૧૪ ગાથાની ટીકાનો પાઠ આપે છે અને તેથી એમ જણાવવા તેઓ માગે છે કે ચોમાસામાં એકલી કપડાના અંતરપટ સિવાયની કામળી ઓઢવી જોઇએ એમ કહે છે તેનું કેમ?

સમાધાન-શ્રીગચ્છાચારની ૧૪ ગાથાની ટીકામાં વિધિથી વાપરવાનું જણાવતાજ ટીકાકાર જણાવે છે કે मध्ये सौत्रिको बहिरौर्णिक इति विधिपरिभोग, અર્થાત્ અંદરનું સુતરનું કપડું અને બહારનું ઊનનું કપડું વાપરવું તેનું નામ વિધિથી વાપરવું કહેવાય અને તેથીજ જણાવ્યું છે કે और्णिक एकको न व्यापार्य અર્થાત્ ઊનનું એકનું વસ્ત્ર વાપરવું નહિ જો એકનું ઊનનું ચોમાસા સિવાય ન વાપરવાનું હોત તો પરિભોગનો વિધિ જણાવતાં ચોમાસાનું વર્ણન કરત ખરી રીતે ચોમાસામાં બધી ઉપધિ લેવાનું શાસ્ત્રીય વિધાન હોવાથી ચોમાસા સિવાય બે સુતરના અને ઊનનો કપડો રાખવો એમ જણાવવામાં આવેલ છે તેને તેઓ સમજતા નથી વળી વિચારરત્નાકરમાં આવેલા તે પાઠને શોધનાર और्णिके शरीरे लग्ने षट्पदिकादिजन्तुसंसक्त्यादिदोषा स्यु અર્થાત્ ઊનનું વસ્ત્ર શરીરે લાગે તો જૂઆદિ જીવોની ઉત્પત્તિઆદિ દોષો લાગે એમ સ્પષ્ટપણે જણાવીને એકલા ઊનના વસ્ત્રને વાપરવાની મનાઈ કીધી છે તે પણ વિચાર્યું નથી (વિચારરત્નાકર આદિમાં ગચ્છમહાજનના વિજયદાન સૂરિજીએ સાક્ષ્યો છે તેમાં અને તેમના શિષ્ય જયવિજયજી એ પ્રસ્તાવનામાં પણ તેમ લખ્યું છે)

પ્રશ્ન ૧૧૨૯-જેમ લવણમાં રહેલ મનુષ્યક્ષેત્રવર્તી સંજ્ઞિ મનપણે પરિણામ પામેલા અગર તો પામતા મનોગત ભાવ જાણે તો પછી કયી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી ભૂત અને ભવિષ્ય જાણે એમ કહ્યું તો ભવિષ્યકાળની મનોગત વર્ગણાઓ જે મન પણે પરિણમી નથી તે શી રીતે જાણી શકે? અને વિચારરત્નાકરમાં मनिज्जमाणाइ

પ્રત્યક્ષ કે નોઇન્દ્રિયપ્રત્યક્ષ કેમ જણાવ્યુ હશે? ખરૂ પ્રત્યક્ષ તો ઇન્દ્રિયથી નિરપેક્ષ હોય છે છતા આ સૂત્રમા આમ કેમ જણાવેલ હશે?

**સમાધાન**–ઈંદ્રિયપ્રત્યક્ષ એ પરમાર્થથી પરોક્ષ છે છતા વ્યવહારથી પ્રત્યક્ષ છે માટે ત્યાં પ્રત્યક્ષપણે કહ્યુ છે ૧ અવધિઆદિ વ્યવહાર અને પારમાર્થિક બન્ને દૃષ્ટિએ પ્રત્યક્ષ છે ૨ અનુમાનવગેરે બન્ને દૃષ્ટિએ પરોક્ષ છે ૩. ઇંદ્રિયપ્રત્યક્ષ એ વ્યવહારથીજ પ્રત્યક્ષ જાણવુ

**પ્રશ્ન ૧૧૩૨**–પોથી પૂજેલુ અગર સૂત્ર વ્હોરાવતી વખતે બોલાએલી બોલીનુ દ્રવ્ય કે પ્રતિક્રમણસૂત્ર બોલવા માટે બોલાતી બોલી જે જ્ઞાનદ્રવ્ય કહેવાય તેવા પ્રકારના દ્રવ્યનો શ્રાવકોના છોકરાને ઉપયોગી એવા ધાર્મિક પુસ્તકોમા ઉપયોગ થઇ શકે અથવા તો નામમાત્રિત વાચનાના કે તેને છપાવીને આપવાના પુસ્તકોમા તે દ્રવ્યનો વ્યય કરી શકાય?

**સમાધાન** શ્રાવકો સપરિગ્રહ હોવાથી તેઓથી વ્યાવહારિક કે ધાર્મિક કોઈ પણ કેળવણીમા જ્ઞાનની પૂજા વગેરેનુ દ્રવ્ય વાપરી શકાય નહિ વ્યાવહારિક કેળવણી દેવામા તો જ્ઞાન ન કહેવાયજ નહિ

**પ્રશ્ન ૧૧૩૩**–વીરભગવતનુ ચારિત્ર ઉત્તમકોટિનુ હોય અર્થાત્ તેમને શરીર માટે ઔષધાદિક સેવન કરવાનુ ન હોય છતાં સુજ્ઞ રેવતી શ્રાવિકાએ ભગવાનને માટે પાક બનાવ્યો કેમ? અને ભગવતે પણ ઔષધ પોતા માટેનો કરેલો પાક ન લાવવા માટે ઘોડા માટે બનાવેલ પણ પાકને લાવવા જણાવ્યુ છે તો જેમ જીનકલ્પીઓ ઔષધ ન સેવે તેમ તીર્થંકરોનો પણ તેવોજ કલ્પ ન હોય?

**સમાધાન**–જીનેશ્વરમહારાજ જેમ સ્થવિરકલ્પમા ન ગણાય તેમ જીનકલ્પમા પણ ગણાતા નથી પરતુ તેઓ કલ્પાતીત ગણાય છે ભગવાન્ મહાવીરમહારાજે જે ઔષધ લીધુ છે તે સીહઅણગારની શાંતિની અપેક્ષાને વધારે ગણનાર છે

**પ્રશ્ન ૧૧૩૪** तहाविह समण माहण वा ઇત્યાદિમા એકાતે [illegible] કહી છે તો માહણશબ્દથી નરક તેવા કે સાધુ? [illegible]પણુ

તેમને તેની જરૂર હોય નહિ

**પ્રશ્ન ૧૧૩૮**-દરરોજ અભ્યાસથી અમુક સ્થાને પાકું પાણી પીવું છે તેમ ધારી ભૂલથી સચિત્ત પાણી એકાસણા, આંબિલ કે ઉપવાસમાં ગૃહસ્થ વાપરી જાય તો પ્રાયશ્ચિત્ત કેટલું ?

**સમાધાન**-અજાણતાં કાચું પાણી પીવાય છે તેને આલોયણમાં આંબિલ જેવું આપવાની પદ્ધતિ છે

**પ્રશ્ન ૧૧૩૯**-બાવીસમા તીર્થંકરના શાસનના સાધુ ઋજુ અને પ્રાજ્ઞ હોય તેમ રથનેમિજી હતા છતાં એકલા કાઉસગ્ગ ધ્યાને ગુફામાં રહ્યા જેથી જણાય છે કે તેઓ આગમવિહારી હશે તો તેવા પણ આત્માને પરિણામથી પડવાનું કેમ બન્યું હશે ? મધ્યમતીર્થંના સાધુ હોવાથી ચારવ્રતજ તેમને હોય ને સાધુઓ શાણા સરલ અને સમજુ હોવાથી અપરિગૃહીત રાજીમતીને ગ્રહણ કરવા કેમ તૈયાર હશે ? બીજું રાજીમતી જેવા સ્ત્રી અને અગ્રેસર સાધ્વી એકલા કેમ પર્વત પરથી ઉતરતા ઉતરતા હશે ? બીજા કોઇ સાથે કેમ રાખ્યા નહિ હોય ? અગર શિષ્યાઓ કેમ સાથે ગઇ નહિ હોય ? જો સાથે કોઇ હતે તો કદાપિ રથનેમિના આવા માઠા પરિણામ નજ થતે

**સમાધાન** રથનેમિજી અને રાજીમતી બંનેને વરસાદને લીધેજ સમુદાયના જોડેવાળાથી છુટા પડવાનું થયું એટલે એક એકલા ગુફામાં ગયા છે રથનેમિજી ભિક્ષા લઇને ગામમાંથી આવ્યા છે અને રાજીમતી ઉપરથી વંદણા કરીને ઉતર્યા છે અને સમુદાય જોડે હતો એ વાત દશવૈકાલિકની વૃત્તિમાં સ્પષ્ટ છે પરિણામથી પતિતના તો ચૌદપૂર્વિઓને બને અને ઋજુપ્રાજ્ઞપણું છતાં મોહની મહત્તરતા અસંભવિત નથી

**પ્રશ્ન ૧૧૪૦** કૃષ્ણમહારાજા ઉત્તમપુરુષોમાં છે તેથી નિરુપક્રમઆયુ ષ્યવાળા છે તો તેમને જરાકુમારના બાણનો ઉપક્રમ કેમ લાગ્યો ? ને તેથી મરણ કેમ થયું ? અર્થાત્ નિરુપક્રમ આયુષ્યવાળાનો બાણનો ઉપક્રમ તેથી મૃત્યુ થયું તેમ કેમ મનાય ? પ્રતિવાસુદેવો ઉત્તમપુરુષો હોય

તો તે બધાને વાસુદેવ સ્વમુખથી મારી નાખે છે તો તે શી રીતે ઘટે ?

સમાધાન-આયુષ્યનું અપવર્ત્તનીયપણું અને અનપવર્ત્તનીયપણું તે જુદી વસ્તુ છે અને સોપક્રમ તથા નિરૂપક્રમપણું તે જુદી વસ્તુ છે આયુષ્યને નાશ કરનારાં સાધનો મળે તેથી સોપક્રમે ગણાય, પરંતુ આયુષ્ય પૂરૂં થવાની વખતેજ તેવો ઉપક્રમ બને તો તેથી આયુષ્ય અ- પવર્ત્તનીય ગણાય એટલા માટે તત્ત્વાર્થકારે અનપવર્ત્તનીય શબ્દ રાખ્યો છે

પ્રશ્ન ૧૧૪૧ શ્રેણિક કે કૃષ્ણમહારાજાએ તપસ્યાદ્વારાએ એકપણ સ્થાનક આરાધ્યું નથી તો તીર્થંકર નામકર્મ તેમને બાંધ્યું એમાં પણ સ્થાનક આરાધેલ તેવો નિયમ શો ?

સમાધાન-વીશસ્થાનકમાં સર્વપદની કે કેટલાક પદની આરાધના કરીને તીર્થંકર પદ થાય છે એ નિયમ છે પણ તેમાં તપસ્યાનો અવશ્યભાવ નથી જગતના સર્વજીવો જે રસ્તે ધર્મ માર્ગે જોડાય તેને અંગે ઉચિત એવી તપસ્યાદ્વારાએ કે બીજરીતે પણ પ્રવૃત્તિ કરીને આરાધે તો પણ જિનનામ બાંધે

પ્રશ્ન ૧૧૪૨-આચારાંગાદિ અંગો ઉપાંગો કે સૂત્રો જે આગમો અત્યારે વિદ્યમાન છે તેમાં અગમાં આચારાંગથી સૂયગડાંગ બમણું સૂયગડાંગથી ઠાણાંગ બમણું, એમ ઉત્તરોત્તર બમણા પ્રમાણવાળા ગણાય છે તો અત્યારે તે પ્રમાણે અંગો ઉપલબ્ધ નથી તો અત્યારના વિદ્યમાન અંગો સંપૂર્ણ ગણવા કે કેટલોક ભાગ વિચ્છેદ ગયો છે એમ માનવું ? વિદ્ય- માન ભાગ ક્યાર સુધીનો અત્યારે હશે ? હરિભદ્રસૂરિ વિગેરે પ્રૌઢ ટીકાકારોના વખતમાં પણ આગમોજ આમ વિદ્યમાન હશે કે આથી વધારે હશે ? તેમના કાલ જેટલું તો મૂળ અત્યારે વિદ્યમાન છે કે નહિ ?

સમાધાન-અંગના પદોના પરિમાણને અંગે કેટલાક ટીકાકારો વિભક્ત્યન્ત પદ લેવા કહે તે અપેક્ષાએ અત્યારે પણ જે જે વાર્યા સૂત્રો થયું છે તે લખવામાં આવે તો ઠામ બમણાં પદ થવામાં અડચણ આવે નહિ એમ લાગે છે અને અધ્યયનાધિકારની સમાપ્તિને પદ કહેનાર

મ્હોટા હતો કે નહિ? અને તેમની રજા માગી છે કે કેમ?

સમાધાન-શ્રીઆવશ્યકચૂર્ણિમા नदिवद्धणसुपासपमुह० એટલે શ્રી નન્દિવર્દ્ધન અને સુપાર્શ્વ વગેરે સ્વજન વર્ગને ભગવાને પૂછ્યું આવું કથન હોવાથી સુપાર્શ્વ કે જે ભગવાન્ મહાવીરમહારાજના સગા કાકા થાય અને જેને અંગે શ્રીકલ્પસૂત્ર વગેરેમા पित्तिज्जए सुपासे એમ કહેવામા આવે છે તે તે વખતે હયાત હતા અને તેમની પણ આજ્ઞા માગવામા આવી

પ્રશ્ન ૧૧૪૭-ભગવાન્ મહાવીરમહારાજને દીક્ષા લેતા બે વરસ રોકવાનું એકના નન્દિવર્દ્ધનજીએ જણાવ્યું કે આખા કુટુંબે જણાવ્યું?

સમાધાન-આવશ્યકચૂર્ણિમા ताहे ताणि विगुणमागाणि भणंति એવું કહેલ છે તેથી સ્પષ્ટ સમજાય છે કે માતાપિતાના કાલધર્મ પછી એકલા નન્દિવર્દ્ધનજીના આગ્રહથી બે વરસ રહેવાનું થયુ છે એમ નહિ પરંતુ આખા કુટુંબના મનુષ્યોના આગ્રહથી બે વર્ષ રહેવાનું થયુ છે

પ્રશ્ન ૧૧૪૮ શ્રમણ ભગવાન્ મહાવીરમહારાજે શ્રીનન્દિવર્દ્ધન વગેરે આખા કુટુંબને જે બે વર્ષ રહેવાની કબુલાત આપી તે બે વર્ષમા ભગવાન્ મહાવીરમહારાજા કેવી રીતે વર્ત્યા?

સમાધાન-શ્રીઆવશ્યકચૂર્ણિકારમહારાજા જેઓ પ્રસિદ્ધિએ શ્રીજિનદાસગણિમહત્તર છે એમ કહેવાય છે તેઓ તે બાબતમાં નીચે પ્રમાણે જણાવે છે

जति अप्पच्छंदेण भोयणादिकिरियं करेमि, ताहे समत्थितं अतिसय रूवपि ताव से कंचि कालं पासामो, एवं सय निक्खमणकालं णच्चा, अवि साहिए दुवे वासे १ सीनोदगमभोच्चा णिक्खंते, २ अफासुगं आहा ३ राइभत्त च अणाहारेंतो ४ बंभयारी ५ असंजमवावाररहितो ठिओ ६ ण य फासुगेणवि ण्हातो, हत्थपादसोयणं तु फासुगेण आयमणं च

ભ્રમને અંગે શોક માન્યો અને કર્યો છે તેઓને તે રામ શ્રીકાન્તો કેવા ગણશે અને માનશે ? ભગવાન્ મહાવીરમહારાજના નિર્વાણપ્રસંગને कल्याधिपीठे० राहुग्रस्तदिवाकरमिव० અને प्रसरति मिथ्यात्वतमो० આ વિગેરે વાક્યોથી ભગવાન્ ગૌતમસ્વામીજીનો શોક સકલ શ્રીસંઘમાં જાહેર છે खेदोऽपि० એ કથન પણ શ્રીગૌતમસ્વામીજીના ખેદનેજ જણાવનાર છે વળી ત્રિષષ્ઠીયની અંદર ભગવાન્ ઋષભદેવજીના નિર્વાણનો અધિકાર શું કહે છે તે જુઓ પર્વ ૧ સર્ગ ૬

ततोऽक्रोशत् संमूर्च्छ्य, सद्य शोकवृशानुना । तरं सिमसिमाबिंदूनि वाश्रूणि मुमोच स ॥४६४॥ तेऽपि मदक्षिणीकृत्य, जगन्नाथं प्रणम्य च । विषण्णाश्च, निषण्णाश्च, तस्थुरालिखिता इव ॥४८२॥ महाशोक समाक्रान्तश्चक्रवर्ती तु तत्क्षणम् । पपात मूर्च्छितः पृथ्व्यां, वज्राहत इवाचल ॥४९४॥

પર્વ-૧૦-સર્ગ-૧૩ પત્ર ૧૮૧

जगद्गुरोर्वपुर्नत्वा, बाष्पायितदृश सुरा । अदूरे तस्थुरथ ते शोचन्त स्वमनाथकम् ॥२४९॥ श्रावका श्राविकाश्चापि, भक्तिशोकसमाकुला ॥२६१॥ ઉપરના શ્લોકોથી સ્પષ્ટ થાય છે કે ભરતમહારાજા કંઈ દેવતાઓ શ્રાવકો અને શ્રાવિકાઓ એ સર્વ ભગવાનના નિર્વાણથી શોકવાળા થયા છે પરન્તુ કોઈએ ભગવાનના મરણને મહોચ્છવરૂપ માન્યો નથી એટલે રામ-શ્રીકાન્તોના મુદ્રાપ્રમાણે મમ્યક્ત્વનું પડીકુ તે બધાનું છૂટી ગયું હશે

**પ્રશ્ન ૧૧૫૨-સૂત્રો** પ્રાકૃતભાષામાં લખાયા તેનું કારણ બાલ સ્ત્રી વિ સમજી શકે અર્થાત્ પ્રાકૃતભાષા સહેલી છે માટે તે ભાષામાં ગ્રંથો લખવામાં આવ્યા છે તો જો તે ભાષા સહેલી હોય તો નવા ગ્રંથો પણ તેજ ભાષામાં લખવા જોઈએ અને તેના ઉપર સંસ્કૃતભાષામાં

ટીકાની જરૂર હોય નહી પરંતુ સહેલાઇને માટે તો સંસ્કૃતભાષાનો આશ્રય લેવો પડે છે તો પ્રાકૃતને સહેલી શા માટે કહેવામાં આવે છે ?

સમાધાન-તીર્થંકર અને ગણધરની હયાતિમાં એટલે સૂત્ર રચનાની વખતે માગધી અને અર્ધમાગધીભાષા મગધાદિદેશને માટે પ્રચલિત હતી અને બાળ સ્ત્રી વગેરેને સ્હેજે સમજી શકાય તેવી હતી અને તેથી આચારાંગાદિ અંગોની રચના કરી અને તેની ભાષા માગધી અર્ધમાગધી રાખી તથા તેની સ્હેલાઇને લીધે નિર્યુક્તિ ભાષ્ય અને ચૂર્ણિઓ પણ તે ભાષામાંજ લખાઇ પરન્તુ જેમ દેશવિશેષની માતૃભાષા દેશવિદેશવાળાને સમજવા માટે ભાષાન્તરની અપેક્ષા રાખે છે ગુજરાતી ભાષા ઘણી સ્હેલી છતાં અન્યદેશવાળાને સમજવા માટે ભાષાંતરની જરૂર પડે છે તેમ કાલ વિશેષે તે ભાષાની મૃતપ્રાય અવસ્થા હોવાથી તેને સમજવા ટીકાની જરૂર ગણાય

પ્રશ્ન ૧૧૫૩-પૂર્વો સંસ્કૃતભાષામાં હતા તેવું સાંભળવામાં આવે છે તો ઠાણાંગ-વિશેષાવશ્યક વિ માં પૂર્વગત સૂત્રની સાક્ષીઓ આપવામાં આવે છે અને તે પ્રાકૃતમાં હોય છે તો ખરું શું છે ?

સમાધાન-પૂર્વગત નામના દૃષ્ટિવાદના ચોથા ભેદે રહેલા આગમ રૂપ પૂર્વોમાંજ એટલે ચૌદપૂર્વોમાંજ સંસ્કૃત ભાષા હોય એમ કિંવદન્તીનો અર્થ કરવાથી પૂર્વગતના પ્રાકૃત પાઠો જે નિન્હવાદ વગેરેમાં આવે છે તે સંબંધમાં સંશય થવાનો સંભવ નથી

પ્રશ્ન ૧૧૫૪-પૂર્વકાળમાં સાધ્વીઓને ૧૧ અંગ ભણવાનો અધિકાર હતો, હાલ અંગમાંથી આચારાંગ સિવાય બીજાનો નિષેધ શા માટે ?

સમાધાન-કાલવિશેષે સાધ્વીઓને છેદાદિસૂત્રો આપવાનો નિષેધ તો શાસ્ત્રકારોએ સ્પષ્ટપણે જણાવેલ છે તેવી રીતે સંપ્રદાયથી આચારાંગ સિવાયનો નિષેધ સંભવિત છે

પ્રશ્ન ૧૧૫૫-ઠાણાંગના સાતમાઠાણામાં ૭ નિન્હવો કહ્યા છે ૮મા શિવભૂતિની ગણના કરી નથી તો આ આઠમો કેમ ગણ્યો નહી હોય ?

**સમાધાન**-શ્રીસ્કંદિલાચાર્યે અનુયોગની વ્યવસ્થા કરેલ હોવાથી તેમનાથી પહેલાના થયેલા સાત નિહ્નવો ત્યારમા કહ્યા છે, વળી પુસ્તકારોહણ શ્રીદેવર્દ્ધિક્ષમાશ્રમણે કર્યું તેમા તે જો તે નિહ્નવોનો અધિકાર ન કહેવાય તો પૂર્વકાલીય શ્રીસંઘની અપ્રમાણિકતા થાય માટે તે નિહ્નવોનો અધિકાર ચાલુ રાખ્યો છે

**પ્રશ્ન ૧૧૫૬**-સાતે નિહ્નવોમા કેટલાકને ૧૧ અંગનું અને કોઈ કોઈને તો પૂર્વનું પણ જ્ઞાન હતું એટલે તે બધાએ શ્રીજી ઠાણાંગસૂત્ર તો ભણેલાજ હતા અને ઠાણાંગના ૭મા સ્થાનમા એ સાતે નિહ્નવોની વાત આવે છે, ત્યારે તે જાણતા એમને ખબર તો પડીજ હશે કે અમે નિહ્નવ થવાના છીએ છતા શા માટે આગળ ભણવાનું ચાલુ રાખ્યુ હશે? આ હિસાબે તો એમ સમજાય છે કે સૂત્રની શબ્દરચનામા પાછળથી ફેરફાર થયેલો હોવો જોઇએ

**સમાધાન**-જમાલિનિહ્નવને ખુદ ભગવાનના વચનનીજ શ્રદ્ધા હોતી તો પછી નિહ્નવો થનાર શ્રદ્ધાવાન્ હોય એમ નિશ્ચય ન થાય અથવા સાવચેત હોય અને ભાગ્ય પણ ભૂલાવે તો તેમાં પણ આશ્ચર્ય શુ ? જ્યોતિષ અને નૈમિત્તિકના સાચા નિર્ણયોમા શુ તેમ નથી બનતું ?

**પ્રશ્ન ૧૧૫૭**-તીર્થંકરો આહાર ન લે તો આત્મામા અનંતવીર્ય છતા પણ શરીરમા તો મંદતા આવી જાય અને વિશ્રાંતિ પણ નથી લે છે આવા ભાવવાળુ લખાણ સૂત્રકૃતાંગની ટીકામા છે તો આદીશ્વર ભગવાનના શરીરની અપેક્ષાએ ઉત્તરોત્તર તીર્થંકરોમા શરીર બળ ઓછું હશે કે કેમ ?

**સમાધાન**-વાસુદેવો જેમ શરીરની ન્યૂનતાએ કે કાલબળે શારીરિક બળમા સરખા નથી, તેમ છદ્મસ્થપણામા વર્ત્તતા તીર્થંકરો અન્ય તે કાલના જીવો કરતા અતુલબલવાળા છતા પૂર્વે પૂર્વના તીર્થંકરોની અપેક્ષાએ શારીરિક બળે હીન હોય તો તેમા આશ્ચર્ય નથી આત્મીયબલ અનંત પ્રગટ થાય તો પણ શરીર તો તેને લાયકજ પરિશ્રમ ખમે અને વધારે પરિશ્રમે થાકે પણ ખરૂ શરીરનો સર્વથા પણ નાશ છતાં આત્મીય

અનતીર્થ તો અવસ્થિતજ છે

પ્રશ્ન ૧૧૫૮–આવશ્યકસૂત્ર અગમા તેમજ અગબાહ્યમાં પણ પક્ખીસૂત્રને ગણ્યુ નથી તો બે ભેદ સિવાય તેને કયા ભેદમા સમાવવુ ?

સમાધાન–અનુયોગદ્વારની માફક આવશ્યક અને આવશ્યકવ્યતિરિક્ત એવા ભેદ ગણીને વ્યતિરિક્તમા ઉત્કાલિક તથા કાલિક અને કાલિકમા અંગબાહ્ય અગપવિષ્ટ એમ ભેદ લેવાથી તાત્પર્યથી આવશ્યકસૂત્ર અગબાહ્યમાં આવી શકે

પ્રશ્ન ૧૧૫૯ જિનકલ્પી સાધુને સાત પ્રકારની ગોચરીમાં ૫ નો અભિગ્રહ અને ૨નો અગ્રહ એટલે તેમા ત્યાગ કેટલાનો અને સ્વીકાર કેટલાનો ? અને તેના નામો શુ ?

સમાધાન–અસંસૃષ્ટા આદિ પહેલાથી થતા સાત ભાગામા પાચ એષણાનો અત્યાગ અને તેમા બેનો સ્વીકાર

પ્રશ્ન ૧૧૬૦ ઉત્તરપારિ ઔપગ્રહિક (જે વાપરીને પાછુ આપવાનુ હોય) ઉપધિ તરીકે ગણ્યા છે તો તે ન મળે તો ઘાસનો સથારો કરવાનુ થઈ ચૂક્યુ આમ હોવા છતા દિગબરો ઘાસનો ઉપયોગ કરે તેની નિંદા શા માટે ?

સમાધાન–નહિ મળવાથી જેનો ઉપયોગ કરાય તે અપવાદિક અને તે માર્ગ રૂપ ગણાય પણ ઉત્સર્ગ એવા વસ્ત્રાદિ મુખ્ય વસ્તુનો નિષેધ કરી માત્ર અપવાદ જ માને તે તો દિગબરોનુ મિથ્યાત્વજ છે

પ્રશ્ન ૧૧૬૧ રોગીના ઉપકરણમા પાત્રક અને માત્રક લખ્યુ છે તેનો અર્થ શુ ?

સમાધાન–ભક્ત પાનને સઘરવાવાળુ તે પાત્ર ગણાય અને ભક્ત પાન જેનાથી ગૃહસ્થ પાસેથી લેવાય તે માત્ર આચાર્યાદિકને લાયક પણ માત્રક નામના ભાજનમાં લેવાય

પ્રશ્ન ૧૧૬૨ કાપ કઢાડનારને ૧ કલ્યાણકની આલોયણ લખી છે તો ક પાણી આશ્રયે કેટલો તપ ?

સમાધાન-એક ઉપવાસ આંબિલ એકાસણુ નીવિ અને પુરિમુડ્ઢે કલ્યાણક તપ કહી શકાય

પ્રશ્ન ૧૧૬૩ પૂર્વગત જ્ઞાન ભગવાનના નિર્વાણથી ૧ હજાર વર્ષ સુધી હતુ કે એમ ભગવતીના ટીકાકાર લખે છે તો દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ હજાર વર્ષના અંતભાગમા થયા છે એટલે તેમને પૂર્વનુ જ્ઞાન હતુ અને પૂર્વનુ જ્ઞાન હોય તેને ૧૧ અંગનુ સંપૂર્ણ જ્ઞાન હોવુ જોઇએ અને તેમણે પોતેજ જ્ઞાનને પુસ્તકારૂઢ કર્યુ છે તો ૧૧ અંગો અપૂર્ણ શા માટે રચાયા ?

સમાધાન-અગ્યાર અંગોને શ્રીદેવર્દ્ધિગણિજી સંપૂર્ણપણેજ જાણતા હતા અને સંપૂર્ણ લખ્યા છે પદના સ્વરૂપમા મતભેદ છે કદાચ અપૂર્ણ લખાયા માનીયે તો પણ જ્ઞાન અને લેખના સમપણાનો નિયમ રહે નહિ

પ્રશ્ન ૧૧૬૪ ૧૦ પૂર્વધર ૧૦ જ હતા કે વધુ થયા છે ?

સમાધાન-દશપૂર્વધરો ઉલ્લિખિત દશ કહેવાય છે અધિકનો નિષેધ કરી શકાય તેવુ સાધન નથી

પ્રશ્ન ૧૧૬૫ અમુક પ્રકૃતિનુ સ્તિબુક સંક્રમણ કરે પ્રદેશ અને રસ પ્રકૃતિની સાથે અમુક પ્રકૃતિને ઉવેલી નાખે તો તેની ક્રિયા કરીને દળીયા અને રસને શેમા નાખતા હશે ? અનંતાનુબંધિની વિસંયોજના શબ્દ વારંવાર આવે છે તો વિસંયોજના અને ક્ષયમા ફેર શુ ?

સમાધાન-તે તે કર્મપ માણુનો તે તે કર્મપણાનો સ્વભાવ મંદ દા પોતાને અંગે તોડી નાખવો તે ક્ષય છે અને તે સ્વભાવ સ્થગિત કરવો તે વિસંયોજના ગણાય તો ઠીક

પ્રશ્ન ૧૧૬૬ સૂર્ય પશ્ચિમમા અસ્ત પામતો અને પૂર્વમા ઉગતો હમેશા જોવામા આવે છે પણ ચન્દ્રમામા એવુ દેખાતુ નથી તે તો શુક્લ બીજે પશ્ચિમમા ઉગે છે વળી દિવસે પણ ઘણી વખતે આકાશમા દેખાય છે આ પ્રમાણે હોવાથી શાસ્ત્રના લખાણની સાથે સ્પષ્ટ વિરોધ આવે છે શાસ્ત્રમા તો લખે છે કે જેવી ગતિ ર સૂર્ય ગતિ કરે છે તેવી

૨ ચન્દ્રપણ ગતિ કરે છે અને તેવી રીતે દેખાતુ નથી માટે તેનુ સમાધાન શુ ?

સમાધાન-બીજને દિવસે કે વચમા યાવત્ પુર્ણિમા ચદ્ર જે સ્થાને હોય કે દેખાય ત્યાથી તે પશ્ચિમ તરફજ જાય છે પ્રત્યક્ષ યુક્તિ અને શાસ્ત્રમા સિદ્ધ પદાર્થો સમજવા કે માનવામા જેની બુદ્ધિ ચાલે તેવા મનુષ્યે જે શાસ્ત્ર વિરોધ જણાવવા માટે તૈયાર થાય તે તો ગર્દભશકટ ન્યાયજ ગણાય

પ્રશ્ન ૧૧૬૭-સૂત્રપૌરસી અને અર્થપૌરસીનો ચોક્કસ ટાઈમ કેટલો ?

સમાધાન-દિવસ અને રાત્રિનો પ્હેલો પ્હોર સૂત્રપૌરસી અને બીજો પ્હોર અર્થપૌરસી

પ્રશ્ન ૧૧૬૮ પુલાક, બકુશ કુશીલ નિર્ગ્રંથ અને સ્નાતક આ પાચ પ્રકારના ચારિત્રમા નિર્ગ્રંથ અને સ્નાતક તો ૧૧-૧૨-૧૩-૧૪ ગુણ સ્થાનકે હોય છે તો જ્યાસુધી શ્રેણિ માંડી મોહિની કર્મને ન ખપાવે ત્યાસુધી તીર્થ કરને કયુ ચારિત્ર હોય ?

સમાધાન-કેવલિપણુ ન મેળવે ત્યાસુધી તીર્થંકરોને પણ કષાયકુશીલ ગણવા પડે.

પ્રશ્ન-૧૧૬૯-ભદ્રબાહુસ્વામિમહારાજે નિર્યુક્તિની રચના કરી તો તે પહેલા અનુગમનામનો ભેદ તે કેવી રીતે ઘટી શકે ? જે નિર્યુક્તિ અનુગમ તેનો સમાસ કર્મધારે છે કે ષષ્ઠીતત્પુરુષ છે ?

સમાધાન-શ્રીભદ્રબાહુસ્વામીના પ્હેલેથી પણ નિર્યુક્તિ તો હતી એમ આવશ્યક વગેરેમા સ્પષ્ટ છે, માત્ર વર્ત્તમાનમા જે ગ્રન્થરૂપે છે તે રૂપે શ્રીભદ્રબાહુજીની કરેલી છે સમાસનુ નામ કર્મધારે એવુ નથી પણ કર્મધારય છે અને અહીં તેજ લેવાનો છે

પ્રશ્ન ૧૧૭૦-આચાર્ય શ્રીઅભયદેવસૂરિજી ટીકાકારની વ્યાખ્યામા પક્ષે અર્ધમાસે ભવ પાક્ષિક પચદશી ચતુર્દશી વા એમ કહે છે તો શુ તેઓ પુનમતીન્મતની માનતા હશે ? કેમકે જો એમ ન હોત તો

બીજી જગ્ગોપર પાક્ષિકવૃત્તિની વ્યાખ્યામા चतुर्दशी એકનીજ કહેવાય છે તેમ એકની ચૌદશજ પાક્ષિકની વ્યાખ્યામા જણાવત

સમાધાન–આચાર્ય શ્રીઅભયદેવસૂરિજી જો પુનમની પક્ખી માનતા હોત તો પ્રથમ તો चतुर्दशी वा એમ કહી ચૌદશની પક્ખી જણાવતજ નહિ વળી કોશકારો पूर्णिमा पौर्णमासी અને पौर्णमासी तु पूर्णिमा એમ પુનમને માટે પૂર્ણિમા અને પૌર્ણમાસી એ બે શબ્દ જણાવે છે તેથી જો આચાર્ય ને પુનમની પક્ખી ઇષ્ટ હોત તો पूर्णिमा કે पौर्णमासी શબ્દ વાપરત કે જે કહેવામા આવે કે પૂર્ણિમા કે પૌર્ણમાસી એ શબ્દ વાપરવાથી એકલી પુનમ આવે પણ અમાવાસ્યા ન આવે માટે પુનમ અને અમાવાસ્યા એ બન્નેની પક્ખીઓ લેવા માટે પચદશી શબ્દ વાપરેલો છે તો આ કથન વ્યાજબી નથી કારણ કે પૂર્ણિમા અને અમાવાસ્યા માટે જો પચદશી શબ્દ હોત તો पचदश्यौ એમ કહેવુ પડત કોશકારો પણ पक्षान्तौ पञ्चदश्यौ પક્ષપર્વણી तथा पर्वणी अपि એમજ કહે છે ખરી રીતે તો पचदशाना पूरणी पचदशी એમ કોશકારાએ પણ કરેલી વ્યાખ્યાને અનુસરીને પદરમી તિથિ એટલે દિવસ એવો અર્થ થાય અને પક્ખીની કહેલી ચૌદશ અને બીજી ચૌદશની વચ્ચે પદર દિવસ હોય, વળી કદાચ, અવમ રાત્રિ જે પક્ષમા હોય તે પક્ષમા ચૌદિશ પણ થાય એટલે પદરમે દિવસે કે ચૌદમે દિવસે એવો અર્થ થાય વળી જૈનશાસ્ત્રોની અપેક્ષાએ પાક્ષિક ચતુર્દશીએજ હોય છે પરતુ લૌકિક અપેક્ષાએ પૂર્ણિમાએ હોય છે તેથી લૌકિક અપેક્ષાએ અધમાસમા આવતી પુનમને જણાવવા વડે લોકોત્તર અર્થ જણાવી લોકોત્તર માર્ગની ચૌદશની પક્ખી જણાવી છે આ ઉપરથી ખરતરોની ચૌદશના ક્ષયે પુનમની પક્ખી કરવાનો મત ટકતો નથી કેમકે તેમ હોત તો चतुर्दशी पचदशी वा એમ કહી પુનમ આપવાદિક કહેત. પાયચદ તો પુનમના ક્ષયે પણ ચૌદશને ઉદયને નામે માને અને શાસનને અનુસરનારાઓ માફક તેમ ચૌદશ અને ચૌદશને પુનમ ન માને તે पचदशी वा કહેવાની જરૂર નથી

પ્રશ્ન ૧૧૯૧–શ્રીદશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયન પણે શ્રીપર્યુષણા કલ્પ છે તેનું આટલું બાગ્સે પ્રમાણ ખરું ?

સમાધાન–જો શ્રીકલ્પસૂત્રનું વિદ્યમાન મ્હોટું પ્રમાણ હોત નહિ તો દશ અધ્યયનવાળા શ્રીદશાશ્રુતસ્કંધમાં શ્રી દશવૈકાલિકના દશ અધ્યયનોમાં જેમ પાંચમા અને છઠ્ઠા અધ્યયનને મધ્ય મંગલમાં લીધું તેમ અહીં પણ પાંચમા છઠ્ઠા અધ્યયનને મધ્ય મંગલ તરીકે લેત, પરંતુ ચૂર્ણિકારભગવંતોએ જે આઠમા અધ્યયનને મધ્ય મંગલ તરીકે ગણ્યું તે વર્તમાનપરિમાણની અપેક્ષાએજ હોય

પ્રશ્ન ૧૧૯૨ છેલ્લા શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ જો કલ્પસૂત્રની રચના કરી છે તો પછી શ્રીકલ્પસૂત્રમાં શ્રીભદ્રબાહુસ્વામીજીથી આગળની પટ્ટાવલી ક્યાંથી આવી ?

સમાધાન–પ્રથમ પ્રશ્નકારે એ વિચારવાનું છે કે પર્યુષણાકલ્પ શબ્દનું તાત્પર્ય સામાચારીના સૂત્રોમાં છે અને તેજ નવમા પૂર્વથી ઉદ્ધરેલ છે તો પછી તેમાં જિનેશ્વરમહારાજાઓનાં ચરિત્રો તે કલ્પસૂત્રમાં જણાવવાની શી જરૂર છે ? જો એનું સમાધાન એમ દેવામાં આવે કે જેવી રીતે પર્યુષણા વખતે પર્યુષણાકલ્પનું કથન આધાત્મ જિનશાસનમાં આચાર રૂપ છે, છતાં તેમાં મંગલની જરૂર હોવાથી મંગલરૂપે જિનેશ્વરોનું કીર્તન કરવામાં આવ્યું છે તો પછી જેવી રીતે પરગુરૂરૂપ શ્રીજિનેશ્વરોનું વર્ણન મંગલને માટે છે તેવીજ રીતે અપરગુરૂરૂપ સ્થવિરોનું કથન પણ મંગલરૂપ હોવાથી તે હોવુંજ જોઇએ અને તેથીજ શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજીએ પોતાના ગુરૂ સુધીની પટ્ટાવલિ સિદ્ધાન્તને પુસ્તકારૂઢ કરતાં લખી છે તેમ તે વ્યાજબી છે પટ્ટાવલિકારો પણ તે પર્યુષણાકલ્પની સ્થવિરાવલિના સંબંધથી પટ્ટાવલિ જણાવવાનું કહે છે ટીકાકાર વિગેરે પણ પોતાના ગુરૂ સુધી પટ્ટાવલિ લે છે પરંપરગુરૂ સ્મરણની માફક અનન્તર ગુરૂના સ્મરણની મંગલતાનો તો કોઈથી નિષેધ થાય તેમ પણ નથી શ્રીસામાચારીની પાછળ સકળ દેવાદિપર્ષદાની હકીકત પણ પૂર્વથી ઉદ્ધરવાને લીધે શ્રીસામાચારીને અંગે લાગુ પડે ... ર્ણનો જે

નિશીથમા ગૃહસ્થાદિ આગળ અભાવ કહ્યો છે તે પણ વિરુદ્ધ થતો નથી શ્રીદશાશ્રુતસ્કંધના દશમા અધ્યયનને અન્તે દેવાદિપર્ષદા જણાવેલ હોવાથી આ પર્ષદા સદ્ભાવ સામાચારીને પૂર્વગતપણાની વખતે લાગુ થાય

પ્રશ્ન ૧૧૯૩-શ્રી શ્રાશ્રુતસ્કંધસૂત્ર સ્વતંત્ર રચાયું તેથી પણ પૂર્વગતથી ઉદ્ધરેલુ છે એમ ચૂર્ણિકારમહારાજા જણાવે છે તો તેની સૂત્રમા શી નિશાની છે ?

સમાધાન-અધ્યયનોની આદિમા સુયં મે૦ ના સૂત્રની આગળ થેરેહિં ભગવંતેહિં વિગેરે જે કહેવામા આવે છે તે જણાવે છે કે ગણધરમહારાજરૂપ સ્થવિરના વચનોનો અનુવાદ અથવા ઉદ્ધારરૂપ આ સૂત્ર છે, વળી નવમા અધ્યયનના ઉપક્રમમાં કોણિકરાજાદિનું વર્ણન છે અને પછી દશમા અધ્યયનના ઉપક્રમમા શ્રેણિકમહારાજાદિનુ વર્ણન છે તેથી પણ મૂળ રચનારૂપ આ ન હોય પણ ઉદ્ધારરૂપ હોય શ્રીભગવતીજી વગેરે સ્વતંત્ર ગણધરોવડે રચાયેલા સૂત્રમા તેમ નથી

પ્રશ્ન ૧૧૯૪-અપૃથક્ત્વાનુયોગ એટલે શુ ?

સમાધાન-ચરણકરણઅનુયોગઆદિ ચારે અનુયોગોમાથી કોઇપણ એક અનુયોગની વ્યાખ્યા કરતાં ચારે અનુયોગની વ્યાખ્યા નિયમિત કરવાનુ થાય તે અપૃથક્ત્વાનુયોગ કહેવાય અને એકેક અનુયોગની વ્યાખ્યા જુદીજુદી કરાય તે પૃથક્ત્વાનુયોગ કહેવાય

પ્રશ્ન ૧૧૯૫-શ્રીપર્યુષણાકલ્પ કે જે કલ્પસૂત્ર તરીકે ઓળખાય છે તે શ્રીદશાશ્રુતસ્કંધનુ આઠમુ અધ્યયન શાથી ગણવુ ? કારણ કે કોઇપણ કલ્પસૂત્રની પ્રતમા इति श्रीदशाश्रुतस्कंधअष्टमाध्ययनम् એવુ સમાપ્તિમા લખેલુ હોતુ નથી તેમ આદિમા પણ अथाष्टमाध्ययनम् એમ હોતુ નથી

સમાધાન-પ્રથમ તો શ્રીસ્થાનાંગસૂત્રમા દશાશ્રુતસ્કંધના અધ્યયનો જણાવતા પર્યુષણાકલ્પને આઠમા અધ્યયન તરીકે ગણાવેલ છે વળી ટૂકી વાચનાવાળી જૂના કાળની પ્રતોમા પણ तेण कालेण० ના ઉલ્લેખો છે કેટલાક સ્થળે વિગેરેના ભંડારના પુસ્તકોમા અત્યારે પણ તે કલ્પસૂત્રના આખા

છે, છતા તે અષાઢચોમાસીથી ઠીમ વિમની મર્યાદા શ્રીનિશીથચૂર્ણિ આદિમાં જણાવેલ છે, એટલે પૌર્ણિમના ચામાં પાંચમાસ થાય તો પણ પ્રતિક્રમણ તો ચોમાસીજ કહેવાય અને તેથી ચાદમાસ આઠપક્ષઆદિ કહેવાય કોઈ પણ ગચ્છે પંચમાસી પ્રતિક્રમણ કયુ કે માન્યુ નથી વળી ખરતરોની અપેક્ષાએ જ્યારે શ્રાવણ અધિકમાસ હોય ત્યારે તો બીજા શ્રાવણ શુદ પાંચમે કે ચોથે સંવત્સરી કરી બાર માસ, પખા, પણ જે બીજે વર્ષે માસ વૃદ્ધિ થતી નથી હોતી છતાં પાંચ માસે ચોમાસી અને તેર માસે સંવત્સરી થાય છે, વળી ચઉમાસ થયા અને માન્યા છતા ચોમાસી ન કરવી અને પાંચમાસ સુધી ટકવુ અને બાર માસ થયા અને માન્યા છતા સંવત્સરી ન કરવી અને તેરમા મહિના સુધી ટકવુ એ કોઈ શાસ્ત્રનુ કથન નથી જૈનજ્યોતિષથી નિષિદ્ધની છતા જેમ લોગવડે પદર દિવસ વૃદ્ધિ છતા પદર માન્યા અને લોકિકરીતિએ,સોળ સત્તર, દિવસ છતા નિરૂપનાનામની અપેક્ષાએ પદર દિવસજ માન્યા તેમ ચોમાસી સંવત્સરીમા, પણ ચા, અને, બાર, માસજ મેળાય વળી પ્રત્યાખ્યાનાવરણની સ્થિતિ ચાર માસ છે છતા પાંચમાસે ચોમાસી કરે તો પ્રત્યાખ્યાનાવરણની સ્થિતિથી આગળ વધાય પ્રતિક્રમણ કે જે અધિકરણ શમાવવા માટે છે તેનો અધિક સમજાય તો સાચો માર્ગ મળશેજ, એક ચૌદશે પક્ખી, અષાઢાદિ ચૌદશે ચૌમાસી અને ભાદરવા સુ ૪ સંવત્સરી કરવી એજ ન્યાય્ય છે અનિવર્ધિતમા માસજ ૧ ૨૯/૩૨ એટલે લગભગ ૩૨ દિવસનો છે નિઆની ગણતરીએ તેથી દેવસી ઈ પક્ખી અને ચૌમાસી બધા અન્યવસ્થિત થશે છ ઋતુનુ વર્ષ, બે ઋતુનું ચોમાસુ વિગેરે પણ ચોમાસીના હિસાબેજ છે

પ્રશ્ન ૧૨૮૨-શાસ્ત્રની આદિમા મગલ કરવાથી વિઘ્નનો નાશ અને તે દ્વારાએ સમાપ્તિ જે ફળ તરીકે ગણાવાય છે તેનુ કારણ શુ ? અને ક્યાં વિઘ્નનો નાશ તે સમાપ્તિમા કારણ તરીકે માનવો ?

સમાધાન પ્રથમ તો એ વાત ધ્યાનમા રાખવાની છે કે જેમ ક પગ્ન ... સ્ત અર્થની સિદ્ધિ કરવાનો સ્વભાવ છે છતા

ક જેની કલ્પના કરે તેનીજ તે સિદ્ધિ કરે છે, તેવી રીતે ઇષ્ટદેવને નમસ્કારઆદિ રૂપ ધર્મ પણ ગ્રંથના આરંભ વખતે નિર્વિઘ્ન ગ્રંથની સમાપ્તિ કરનાર અને તેમાં અતિશય કરનાર અવગ્રહ-ઇહા-અપાય અને ધારણાને રોકનાર જે કર્મો તેનો નાશ કરે છે અને તેથીજ નિર્વિઘ્ન સમાપ્તિ થાય છે વળી ઉત્સવની વખતે ગુરુમહારાજે ભણવાનો કરેલ આદેશ પણ શુભ આશિર્વાદરૂપ અને સ્વરૂપના નિર્દેશરૂપ છે અન્યદેવોને જે નમસ્કારાદિ તે ધર્મરૂપ ન હોવા છતાં પણ તે કરવામાં અજ્ઞાનાવરણનો નાશ તો થાય અને તેથી નિર્વિઘ્ન સમાપ્તિ થાય અધ્યવસાયના પ્રમાણુ પર ધર્મના પરિમાણનો આધાર હોવાથી એક નમસ્કારે ઘણા વિઘ્નોનો અને અનેક નમસ્કારે થોડા વિઘ્નોનો નાશ થાય એથી અગર એક અથવા ઘણા નમસ્કારો છતાં પણ વિઘ્નોનો નાશ કે સમાપ્તિ ન થાય તેમાં મંગલની નિષ્ફલતા નથી મંગલ કર્યા છતા પણ નહિ ગુણેના મંગલમાં પણ તેનું કારણપણું જતું રહેતું નથી યથાપ્રવૃત્તિની માફક બે ગવાઈ જતા કર્મને અંગે વિન મંગલે પણ સમાપ્તિ થાય તો તેથી મંગલનું કાર્ય પ્રવૃત્તિને અયોગ્ય નથી એમ ન ગણાય મેં ૫ આગમન વખતે રક્ષણના મલથી મિરકતનું રક્ષણ થતું દેખી કોઈ વખતે રક્ષણનો પ્રયત્ન વ્યર્થ છે એમ સુજ્ઞ તો માને નહિ

**પ્રશ્ન ૧૧૮૨**–શાસ્ત્રમાં મધ્યમંગલ કરવાથી શાસ્ત્રની સ્થિરતારૂપ અને શિષ્યોમાં શાસ્ત્રનો વિસ્તાર થવારૂપ ફલ કેમ મનાય ?

**સમાધાન**–અવગ્રહાદિ તથા સ્મરણાદિને રોકનાર એવા કર્મના નાશ કરનાર થતા તેના સ્મરણાદિથી આરંભ કરવા પછી સંપૂર્ણ થયેલા શાસ્ત્રની અભ્યસ્તતા થાય અને તેથીજ સ્થિરતા થાય અને તેના સ્થિર શાસ્ત્રવાળા પાસેજ શિષ્યો પર્યુપાસનાદિ કરી જ્ઞાન મેળવે અને શિષ્યોમાં તેવા શાસ્ત્રનો વિસ્તાર થાય એ સાહજીકજ છે ગુરુમહારાજ પણ સમુદ્દેશની વખતે પણ સ્થિરપરિચિત કરવાનુંજ કહે છે ઉદ્દેશાદિકિયાના મધ્યમાં ... છે અને શાસ્ત્રના મધ્ય ભાગમાં કરાતું મંગલ પણ તે હેતુઓનું

પ્રશ્ન ૧૧૮૩-શાસ્ત્ર ઉદ્દેશના ભાગે કરતા મગલથી શિષ્યપ્રશિષ્યાદિ વગમા શાસ્ત્રનો અવિચ્છેદ થવાનો કહેવાય છે તે કેમ ?

સમાધાન-નિર્વિઘ્નપણે પૂર્ણ કરેલ અને સ્થિરપરિચિત કરેલ એવુ શાસ્ત્ર જો હોય તોજ પૂર્વાપર બાધ થાય નહિ તેવી રીતે સમજાવી શકાય અને એવી રીતે સમજાવાય તોજ શિષ્યપ્રશિષ્યાદિમા તેનો અવિચ્છેદ બને ગુરૂમહારાજ અનુજ્ઞામા પણ ધારણ અને દેવાનોજ આદેશ આપે છે આ અપેક્ષાએ અનુયોગ કરતા આવશ્યક ઉપોદ્ઘાતને અન્ત્ય મગલ ગણે કેટલાએ ગણે તો તેમા આશ્ચર્ય નથી સૂત્રાર્થની સમાપ્તિ સૂચીક નિયુક્તિ અનુગમ હોય છે અને નથી તો સાપેક્ષ આવે છે

પ્રશ્ન ૧૧૮૪-મતિઆદિ પાચજ્ઞાનોમા દેશને જણાવનાર કયા જ્ઞાનો ? અને સર્વને જણાવનાર કયા જ્ઞાનો ?

સમાધાન-તત્ત્વાર્થઆદિને જાણનારાઓને સ્પષ્ટ માલમ પડે તેમ છે કે મતિઆદિ ચારનો સર્વપર્યાયોને જણાવનાર નથી તેથી તે દેશગમક ગણાય અને ભગવાન ભાષ્યકાર પણ દેશગમગત્તણઓ આદિથી સ્પષ્ટપણે તે જણાવે છે અને કેવલજ્ઞાન સર્વપર્યાયને જણાવનાર હોવાથી સર્વગમક છે

પ્રશ્ન ૧૧૮૫ મતિઆદિ ચારજ્ઞાનોને શ્રીનન્દીઆદિમા સર્વભાવને જણાવનાર માન્યા છે તેથી તે ચારજ્ઞાનો પણ સર્વગમક કેમ ન બને ?

સમાધાન-મતિઆદિ ચારજ્ઞાનોમા મતિ અને શ્રુતનો સર્વભાવ વિષય છે એમ નન્દીઆદિમા જણાવેલ છે તથા અવધિ અને મનપર્યાયને સર્વભાવ વિષયક જણાવ્યા નથી કિંતુ તે તો અનતભાગ પર્યાયના વિષયવાળા છે એમ જણાવ્યુ છે પરતુ મતિ અને શ્રુતને પણ જે સર્વભાવ વિષય જણાવ્યા છે તે પણ ઓઘાદેશ એટલે સ્વતઃ દ્વારાએ સામાન્યપણે જણાવેલ છે એટલે ચારે જ્ઞાન દેશગમક છે, વળી તે બે પરોક્ષજ્ઞાન છે માટે તે દેશગમક છે

પ્રશ્ન ૧૧૮૬ આચારાંગથી શ્રીદૃષ્ટિવાદસુધીનુ લોકોત્તર શ્રુત છે

તેને સમ્યગ્જ્ઞાન કહેવું કે મિથ્યાજ્ઞાન કહેવું?

સમાધાન-આચારાંગાદિ બારે અંગનું શ્રુત પ્રકૃતિથી સમ્યગ્જ્ઞાન કહેવાય.

પ્રશ્ન ૧૧૮૭ જો આચારાંગાદિ બારે અંગ સમ્યગ્જ્ઞાન છે તો પછી કંઈક ન્યૂનદશપૂર્વને ધારણ કરનારાઓને પણ સમ્યગ્જ્ઞાનીજ માનવા જોઈએ તેમજ નિયમા સમ્યગ્દૃષ્ટિ પણ માનવા જોઈએ એમ ખરું?

સમાધાન-ભગવાન્ જિનેશ્વરમહારાજે નિરૂપણ કરેલ હોવાથી પ્રકૃતિથી બારે અંગોનું સમ્યગ્જ્ઞાનપણું ગણાય પણ સ્વામીની અપેક્ષાએ જો તે ન્યૂનદશપૂર્વ સુધીના શ્રુતને લેનાર મિથ્યાદૃષ્ટિ હોય તો તે ન્યૂન દશપૂર્વ સુધીનું બધું શ્રુત મિથ્યા શ્રુતજ ગણાય અને જો એને ગ્રહણ કરનાર સમ્યગ્દૃષ્ટિ હોય તો તે ન્યૂન દશપૂર્વ સુધીનું જ્ઞાન સમ્યગ્જ્ઞાન ગણાય.

પ્રશ્ન ૧૧૮૮ સંપૂર્ણ દશપૂર્વથી ચૌદપૂર્વ સુધીના શ્રુતજ્ઞાનને સ્વામીની અપેક્ષાએ મિથ્યાજ્ઞાન અને સમ્યગ્જ્ઞાન કેમ ન કહેવાય?

સમાધાન-સમ્યગ્દર્શનવાળો જીવ થયા સિવાય દશપૂર્વ પૂરા કરી શકેજ નહિ તેમ આગળના પૂર્વો પણ લઈ શકેજ નહિ માટે સંપૂર્ણ દશપૂર્વથી ચૌદપૂર્વ સુધીનું જ્ઞાન સમ્યગ્જ્ઞાનજ હોય પણ મિથ્યાજ્ઞાનજ હોય.

પ્રશ્ન ૧૧૮૯-આચારાંગાદિ શાસ્ત્રો લોકોત્તર શ્રુત છે છતાં તે મિથ્યાજ્ઞાન કેમ થાય છે?

સમાધાન-ચિંતાજ્ઞાન અને ભાવનાજ્ઞાન સુધી ન વિચારે તમજ અદંપર્ય સુધી ન પહોંચે તો તે આચારાંગાદિનું શ્રુતમય માત્ર જ્ઞાન ગણાય અને તેથી તે અજ્ઞાન પણ ગણાય.

પ્રશ્ન ૧૧૯૦-जह जह बहुस्सुओ० એ ગાથામાં બહુશ્રુતને સિદ્ધાન્તનો પ્રત્યનીક એટલે વૈરી કેમ ગણ્યો?

સમાધાન-શ્રીજૈનશાસ્ત્રો ઉત્સર્ગ અપવાદમાં અનેક પ્રકારના છે

અને તે એકાંતે ઉત્સર્ગાદિને પકડનારા સિદ્ધાન્તના વૈરી થાય એમા નવાઇ નથી

પ્રશ્ન ૧૧૯૧–ભગવાન્ જિનેશ્વરમહારાજને नयास्तव स्यात्पदलाञ्छना इमे, रसोपविद्धा इव लोहधातव । એમ કહીને સ્તુતિકાર શું જણાવે છે ?

સમાધાન–એ કાવ્યાર્થનો અર્થ આ પ્રમાણે છે, કે હે ભગવન્ ! ત્હારા નયવાદો જ્યારે સ્યાત્પદથી યુક્ત થાય છે ત્યારેજ તે નયવાદો રસે વિંધાયેલા લોઢાના અર્થાત્ સોનાની માફક (ઇષ્ટસિદ્ધિને કરનાર થાય) છે ઉપર જણાવેલ કાવ્યાર્થનો અર્થ વિચારશે તેને નીચેની વાતો સ્પષ્ટ માલમ પડશે

(૧) ભગવાન્ જિનેશ્વરમહારાજના સર્વ વચનો નયમય છે

(૨) ભગવાનના વચનો નૈગમાદિ વ્યવહાર માનાર્થ અને ઉત્સર્ગાદિની વિધિઆદિવાળા હોવાથી જુદાજુદા નયવાળાં છે અને તે વચનો સમુદાયેજ સર્વનય રૂપ છે

(૩) ભગવાનના વચનોની ભગવાનેજ જણાવેલી સ્યાદ્વાદ મુદ્રાએ સ્યાત્ પદ જોડીને વ્યાખ્યા જો કરવામાં આવે તોજ તે સુવર્ણ સિદ્ધિ સમાન થાય છે

(૪) ભગવાનના સર્વનયમય વચનોને ઇતરેતર નયની સાપેક્ષતા જણાવવા માટે સ્યાત્પદ જોડ્યા સિવાય લેવામાં આવે તો તે બધા વચનો એકનયમય થવાથી લોઢા જેવા ગણાય

(૫) ભગવાનના વચનોને સ્યાત્પદ લગાડીને જેઓ સમજે અને માને તેઓજ સમ્યગ્દર્શની ગણાય

(૬) ભગવાનના વચનોને પણ જેઓ સ્યાત્પદ લગાડ્યા વિનાજ ગ્રહણ કરે તેઓ મિથ્યાદૃષ્ટિ હોય છે

પ્રશ્ન ૧૧૯૨–આચારાંગાદિ દ્વાદશાંગીનું જ્ઞાન સમ્યક્શ્રુત છે કે મિથ્યાશ્રુત છે

સમાધાન-સમ્યગ્દૃષ્ટિજીવો સ્યાદ્વાદની શ્રદ્ધાવાળા હોવાથી સ્યાત્પદને લગાડીનેજ તે તે વચનો ગ્રહણ કરે અને તેથી તેને જે જ્ઞાન થાય તે સમ્યક્શ્રુત કહેવાય.

પ્રશ્ન ૧૧૯૩-આચારાંગઆદિ શાસ્ત્રોનું જ્ઞાન અજ્ઞાન કેમ કહેવાય?

સમાધાન-મિથ્યાદૃષ્ટિ જીવો સમ્યક્શ્રદ્ધારહિત હોવાથી તેજ આચારાદિ શાસ્ત્રોને સ્યાત્પદ લગાડયા સિવાય અને મોક્ષમાર્ગના ઉપયોગિપણા સિવાય ગ્રહણ કરે તેથી તે અજ્ઞાન ગણાય.

પ્રશ્ન ૧૧૯૪-જ્ઞાનના સમ્યક્પણા કે મિથ્યાપણાનો હેતુ કયો?

સમાધાન-ગ્રહણ કરનારની શ્રદ્ધા સાચી હોય તો તે અર્થજ્ઞાનને સ્યાત્પદની સાથે જોડે અને તેથી સમ્યગ્જ્ઞાન ગણાય અને જો તેમ ન થાય તો તેજ જ્ઞાન મિથ્યાજ્ઞાન ગણાય.

પ્રશ્ન ૧૧૯૫ લૌકિક ભારતઆદિ શાસ્ત્રોને મોક્ષના હેતુપણે ન ગ્રહણ કરે તેમ સંસારના હેતુપણે પણ ન ગ્રહણ કરે પરંતુ માત્ર પદાર્થજ્ઞાનની બુદ્ધિથીજ ગ્રહણ કરે તો અજ્ઞાન કહેવાય કે કેમ?

સમાધાન-માત્ર પદાર્થને જાણવાની દૃષ્ટિએ પણ લૌકિક શાસ્ત્રનું જ્ઞાન જેમ સ્યાત્પદથી જોડયા વિનાનું તેમજ મોક્ષના હેતુભૂત ન હોવાથી અજ્ઞાન ગણાય તેમ લોકોત્તર શ્રુત પણ જો કે પ્રકૃતિએ સમ્યગ્જ્ઞાન ગણાય છે કેમકે ભગવાન જિનેશ્વરમહારાજે મોક્ષ માટેજ તે નિરૂપણ કરેલ છે છતાં તે પણ જો સ્યાત્પદ યુક્તપણે કે મોક્ષના હેતુપણે ન લેવાય તો તે પણ અજ્ઞાનજ ગણાય. જો એમ ન ગણીએ તો સમ્યગ્દૃષ્ટિને પણ સમય જે ભારતાદિ ગણાય છે તે જાણવાનું જરૂરી ન ગણાય અને સમ્યગ્જ્ઞાનરૂપ ન ગણાય અને દશપૂર્વ સુધીનું જે લોકોત્તર શાસ્ત્ર તેને મિથ્યાદૃષ્ટિ અને અભવ્યનો ગ્રહણ કરનાર બને નહિ અર્થાત્ કોઈ પણ શાસ્ત્ર સ્યાત્પદની મુદ્રાએ કે મોક્ષમાર્ગના હેતુપણે ન ગ્રહણ થાય તો તે અજ્ઞાન ગણાય.

૧૧૯૬-સ્યાત્પદથી યુક્ત અને મોક્ષના કારણભૂત જ્ઞાન તો

અને બીજી બાજુ જે સાક્ષી તરીકે ગાથા આપે છે તેમાં તો અત્તરાવિ પદના અર્થમાં ચૌદશ પણ પ્રમાણ ગણવી એમ કહી ચૌદશની સાથે લીધેલા પણ, શબ્દથી તેરશનું નામ આવવાનું જણાવે છે તે પરસ્પર વિરુદ્ધ કેમ ન ગણાય?

સમાધાન-આઠમ ચૌદશઆદિ પર્વો કે જેમાં ચૈત્ય-ચૈત્યવંદન અને સાધુવંદનાદિ ન કરાય તો પ્રાયશ્ચિત્ત આવે તેવા તથા પૌષધાદિ વિધિ કે જે નિયત પર્વાનુષ્ઠાન તરીકે ગણાય છે, તેવા કાર્યોમાં લૌકિક ટીપ્પનામાં ચૌદશનો ક્ષય હોય ત્યારે તે ચૌદશને દિવસે ઉદયવાળી તેરશ છતાં પણ તેરશનો વ્યપદેશ થાયજ નહિ એ અભિપ્રાયથી પહેલા તેરશનો વ્યપદેશ કરવો નહિ એમ જણાવ્યું છે અને મુહૂર્તાદિ કાર્ય કે તિથિના ઉદય કે તિથિના વ્યવહાર ઉપર 'આધાર' ન રાખતાં માત્ર તિથિના ભોગ ઉપરજ આધાર રાખે છે તેવા કાર્યમાં એટલે પૂર્વે જણાવેલ પર્વકાર્યથી ઇતર કાર્યમાં તેરશ ગણવામાં આવે। એટલે પર્વકાર્યમાં તે દિને તેરશનો વ્યપદેશ જ ન થાય એવું કથન વિરુદ્ધતાવાળું ન ગણાય.

પ્રશ્ન ૧૨૦૨-સાક્ષીની ગાથામાં અત્તરાવિ કહીને અપિશબ્દથી ચૌદશ કહેવાની સાથે તેરશ પણ ગૌણપણે છે એમ માનીને ગૌણપણે તે દિવસે તેરશનો વ્યપદેશ કેમ ન થાય?

સમાધાન-શાસ્ત્ર અને ન્યાયને અનુસરીને યવથી યવના અંકુરમાં જેમ યવકારણ છે તેમજ પૃથ્વી પાણી અને હવા વગેરે પણ કારણો છે છતાં તે અંકુરાને પૃથ્વી પાણી કે હવાનો અંકુરો છે એમ કોઈ પણ કહેતું નથી પરંતુ તેને યવાંકુરજ માને છે અને કહે છે કારણ કે તેજ યવાંકુરમાં મુખ્ય કારણ છે તેમ અહીં પણ પર્વકૃત્યના પ્રસંગે ચૌદશનું મુખ્યપણું હોવાથી ચૌદશનો વ્યવહાર અને વ્યપદેશ થાય તેરશના ગૌણપણાને લઇને તે દિવસને તેરશ કહેનારા પાણીઆદિના અંકુર કહે[illegible]રની માફક લૌકિક થાય અને શાસ્ત્રની બહાર હોવા સાથે ન્યાયની બહાર થાય છે

**પ્રશ્ન ૧૨૦૬**-જે વસ્તુ જે સ્વરૂપે હોય તેવા સ્વરૂપે માનવી અને કહેવી એજ સમ્યગ્દૃષ્ટિનું લક્ષણ છે એમ ખરું ?

**સમાધાન**-સમ્યગ્દર્શનાદિ જીવાદિ, પ્રામાણ્યાદિક અને દ્રવ્યાદિ જેવા સ્વરૂપે હોય, તેવા સ્વરૂપે માનવા અને કહેવા એજ સમ્યગ્દૃષ્ટિનું લક્ષણ છે.

**પ્રશ્ન ૧૨૦૭** કોઈ મનુષ્યાદિ પ્રાણી સમ્યગ્દર્શનાદિ પદાર્થોને યથાસ્થિતપણે માનતો હોય અને સ્વરૂપથી અન્યથા કરે પણ શ્રદ્ધા સાચી હોવાથી સમ્યગ્દૃષ્ટિ કહેવાય કે નહિ ?

**સમાધાન**-વસ્તુતાએ સમ્યગ્દર્શનાદિ તત્ત્વોને સમ્યગ્દર્શનાદિ તરીકે માનવા તે સમ્યગ્દર્શનનું કાર્ય છે પણ સમ્યગ્દર્શન તો તે શુદ્ધમાન્યતાના કારણભૂત એવું આત્મસ્વરૂપ છે અને તે કારણથી તો સિદ્ધદશા અને અપર્યાપ્તાદિ દશામાં મત નથી અને તેથી માન્યતા પણ નથી છતાં ક્ષાયિકઆદિ સમ્યક્ત્વ તો હોઈ શકે છે, છતાં શાસ્ત્રકારોએ કાયા અને વચન મનને આધીન હોવાથી મનની માન્યતા તે કાર્ય તરીકે લક્ષણમાં લીધી છે એટલે શુદ્ધાત્મપરિણામથી જેમ માન્યતા ચોકખી હોય તેમ પ્રરૂપણા પણ સમ્યગ્દર્શનવાળાની ચોકખીજ હોય આ કારણથી તો શાસ્ત્રકારો ઉત્સૂત્રભાષકોને બોધિ-સમ્યક્ત્વનો નાશ તથા અનંતસંસાર થવાનું જણાવે છે યાદ રાખવું જરૂરી છે કે કુવલયપ્રભઆચાર્ય અને વજ્રાચાર્ય આદિના માન્યતા ખોટી નહિ છતાં ઉન્માર્ગનાં વચનોજ તેમને અનર્થકારક થયાં છે વળી કાયાદિથી થતા પ્રણામાદિને અંગે રખાતા કુલગણાદિ આકારો પણ તેથીજ સફલ ગણાય

**પ્રશ્ન ૧૨૦૮**- ઉત્સૂત્રભાષીઓને અનંતો સંસાર રખડવોજ પડે એવો નિયમ ખરો ?

**સમાધાન** જેમ પ્રજ્ઞાપનીયમાર્ગની અપેક્ષાએ મિથ્યાત્વ અને અનંતાનુબંધી અનંતસંસાર રખડાવનાર કહેવાય તેમ ઉત્સૂત્રભાષણમાં અનંતસંસાર રખડવાનુંજ કહેવાય. પ્રજ્ઞાપનીયમાર્ગે શાસ્ત્રકારોએ 'अनतान्य-

'यतो जन्मानि भूतये । એમ કહી અનંતાનુબંધીવાળાને, અને તે

સમાધાન સર્વ શ્રુતસ્કંધોની આદિમાં શ્રીનંદીનું કથન થાય તેથી તે શ્રુતનો અંશ હોઈ સર્વ શ્રુતસ્કંધોની અંતર્ગત છે અને તેથી શ્રુતસ્કંધના અવયવરૂપ ગણાઇને અધ્યયન ગણાય

પ્રશ્ન ૧૨૧૧ સ્થાપનાજિનમસ્કારને શ્રુતસ્કંધ કે મહાશ્રુતસ્કંધ કેમ કહેવાય છે? અને જો એ શ્રુતસ્કંધ છે તો પછી પ્રતિક્રમણ શ્રુતસ્કંધના અવયવ તરીકે કેમ બોલાય છે?

સમાધાન-પંચનમસ્કારને સ્વતંત્રપણે મહાશ્રુતસ્કંધ કે શ્રુતસ્કંધ તરીકે કહેવાય સર્વશ્રુતની યાવત્ નંદીની પણ આદિમાં અને સર્વ અનુયોગની આદિમાં તેમજ સામાયિક ગ્રહણાદિની ક્રિયાની આદિમાં પૃથક્પણે બોલાય છે વગેરે કારણથી તે મહાશ્રુતસ્કંધ પણ ગણાય છતાં ચોથા પ્રતિક્રમણશ્રુતસ્કંધમાં જ્યારે મેળાય ત્યારે તેજ અવયવ બની અધ્યયન બને છે એ રીતે સામાયિકસૂત્ર સ્વતંત્ર અધ્યયનપણે છતાં પ્રતિક્રમણ અધ્યયનની અપેક્ષાએ અધ્યયનની અપેક્ષાએ અધ્યયનનો અંશ પણ બને છે

પ્રશ્ન ૧૨૧૨ શ્રીનિશીથચૂર્ણિકારે પોતાનું જિનદાસગણિ સ્પષ્ટપણે જણાવ્યું છે અને શ્રીનંદીચૂર્ણિમાં સંકેતથી કર્તાએ પોતાનું જિનદાસ નામ જણાવ્યું છે પણ આવશ્યકચૂર્ણિના કર્તા કોણ?

સમાધાન-एयाओ सव्वाओ जहा नमुक्कारे तहा दट्ठव्वाओ એવા શ્રીનંદીચૂર્ણિના વચનથી આવશ્યકચૂર્ણિ પણ જિનદાસમહત્તરની કરેલી ગણાય

પ્રશ્ન ૧૨૧૩ પરમાણુ એકલો છુટો હોય તેમાં વર્ણ-ગન્ધ રસ અને સ્પર્શનો પલટો થાય કે નહિ?

સમાધાન-એકલો છુટો પરમાણુ હોય તો પણ વર્ણાદિનો ફેરફાર થાય છે તે માટે શ્રીઉત્તરાધ્યયનબૃહદ્વૃત્તિના પત્ર ચોરાશીમાના પાઠ પ્રમાણે જણાવે છે कृष्णपरमाणु कृष्णत्वमपहाय नीलत्वं प्रतिपद्यते भङ्ग, एवं रक्तत्वं पीतत्वं शुक्लत्वं चेति चत्वारः, तथाऽयमे।

रसपञ्चकगन्धद्वयाविरुद्धस्पर्शैस्तारतम्यजनितैश्च स्वस्थान एव द्विगुणकृष्णत्वादिभिः परमाण्वन्तरद्विप्रदेशादिभिश्च योजनाद्विवक्षावशात सख्यातासख्यातानन्तात्मिका भगरचनामवाप्नोतीति, અર્થ - કૃષ્ણપરમાણુ કૃષ્ણપણાનો ત્યાગ કરીને નીલપણાને પામે છે એ એક ભાગો એ પ્રમાણે રાતાપણુ-પીળાપણુ અને ધોળાપણુ એમ ચાર તેવીજ રીતે બાકીના પાંચરસ બે ગંધ અને અવિરુદ્ધ સ્પર્શોની તારતમ્યતાએ ઉત્પન્નથવા વડે પોતપોતાના સ્થાનેજ બે ગુણા કૃષ્ણત્વાદિ વડે અને બીજા પરમાણુના તથા બે પ્રદેશાદિ વડે જોડાવાની વિવક્ષાના વશે સંખ્યાતા, અસંખ્યાતા અને અનંતસ્વરૂપવાળી ભંગરચનાને પામે છે

તત્ત્વાર્થભાષ્યકાર પણ કહે છે કે स्पर्शादय परमाणुषु स्कन्धेषु च परिणामजा एव भवन्ति એટલે સ્પર્શાદિ ચાર પરમાણુઓમાં અને સ્કંધોમાં પરિણામથી ઉત્પન્નથવાવાળા હોય છે

**પ્રશ્ન ૧૨૧૪** હમેશાં ધર્મની આરાધના કરવાનું કહે છે એ વાત કબુલ છે પણ આઠમઆદિ તિથિયોએ આરાધના કેમ?

**સમાધાન** જો હમેશાં ધર્મની આરાધના થાય છે ને નિરંતરપણે હોય છે અને તેથી તે શ્રેયકર જ છે, પરંતુ જેઓ તેમ ન કરી શકે તેઓને અંગઆદિ આગમો આઠમ ચૌદશ પુનમ અને અમાવાસ્યા એમ ચાર પર્વ અને છ તિથિની આરાધના કરવાની આવશ્યકતા છે એમ વિધિવાદે જણાવે છે અને અંગઆદિ આગમોમાં શ્રાવકોના વર્ણનની વખતે ચૌદશ-આઠમ અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે સંપૂર્ણ પૌષધ કરવાનો અધિકાર જણાવે છે, જો કે તે તે શ્રાવકો કે જેઓના વર્ણનો અંગઆદિ આગમ ગ્રંથોમાં છે તેઓ પર્યુષણા અને સંવચ્છરી જેવા પર્વોમાં પૌષધ કરતા હોતા એમ નહિ-પરંતુ દરેક મહિનાના નિત્યાનુષ્ઠાન તરીકે માત્ર ચૌદશઆદિ ચાર પર્વ અને છ તિથિના પૌષધોની કર્તવ્યતા તેમને માટે જણાવી છે એટલે વર્તમાન કાળમાં પણ શાસનને અનુસરનારા તથા શાસ્ત્રોને માનનારા મહાનુભાવ શ્રાવકો આઠમ ચૌદશઆદિની આરાધના નિયમિત કરે તે યોગ્યજ

છે [૬] આચાર્યમહારાજ શ્રીહેમચંદ્રાચાર્યજી પણ યોગશાસ્ત્રમાં 'ચતુષ્પર્વ્યાં૦' એ શ્લોક કહીને આઠમઆદિની આરાધના નિયમિતપણે કરવાનું જણાવે છે શ્રીશ્રાદ્ધદિનકૃત્યસૂત્રકાર પણ छण्ह तिहीण૦ એમ કહી એજ વાત જણાવે છે વળી લવણસમુદ્રની શિખા પણ દરેક માસની અપેક્ષાએ ચૌદશ અમાવાસ્યા અને પુનમે વધતી કહેવાય છે તેથી અખાતત્રીજ વગેરેની અનિયમિત વૃદ્ધિને નથી ગણતા એમ નથી વળી મધ્ય ગ્રહણથી આદ્ય-અંતનું ગ્રહણ ગણીને પર્વ અને માસના મધ્યે અષ્ટમી પૂર્ણિમા કે અમાવાસ્યા લઈ પક્ખી તરીકે ચૌદશને લેવામાં નવાઈ શી છે? ૮

પ્રશ્ન ૧૨૨૫-ચૌદશ વગેરે તિથિઓ એકી ગીને પૌષધને માટે ક્રમ ધર્મોપાસકધર્મને અંગે શાસ્ત્રવચનોથી નિયત થાય પરંતુ બીજ પાંચમ અગીઆરસનું આરાધન શા માટે?

સમાધાન-શાસ્ત્રકારો બીજ પાંચમ વગેરેને અંગે બે પ્રકારનો ધર્મ પાંચ પ્રકારનું જ્ઞાન અને અગીયારઅંગનું આરાધન કરવા માટે બીજઆદિ તિથિઓનું આરાધન જણાવે છે અને આલંબનવાળી ઇન્દ્રિયજયઆદિ તપસ્યા જેમ શાસ્ત્રકારો ગુણ કરનાર જણાવે છે તેમ ધર્મના ભેદઆદિના આલંબને તપસ્યા થાય તે ભવ્યજીવોને ઉચિતજ છે એટલુંજ નહિ પરંતુ એ તપસ્યાપણ મોક્ષને દેનારીજ છે એ વાત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી પંચાશકમાં જણાવે છે વળી શ્રી સંબોધપ્રકરણમાં જ્ઞાન દર્શન અને ચારિત્રની અપેક્ષાએ પણ તે તે તિથિઓની આરાધના જણાવે છે એટલે બીજઆદિ બારતિથિઓ નિયમિતપણે દરેક મહિને માની જોઈએ અને આરાધવી જો એ નવા પંથને હિસાબે જો પર્વતિથિનો ક્ષય માનીને તેમજ એક દિવસે બે તિથિ માનીને આરાધવાનું કરાય તો જ્ઞાનાદિ સંબંધી તિથિ વિભાગ રહે નહિ વળી બીજઆદિની આરાધના બાર તિથિની આરાધનામાં નક્કી થવાથી આદ્યતિથિઓ અને આગળપાછળની તિથિઓ મેળવવાથી આરાધનાની સર્વ આરાધના પરિપૂર્ણ થાય વળી આયુષ્યના ત્રીજા ભાગે ત્રીજાભાગના પણ ત્રીજાઆદિ ત્રીજા ભાગે પરભવનું આયુષ્ય બાંધ

વાનું હોવાથી ત્રીજા ત્રીજા ભાગે પર્વતિથિને અંગે થતી આરાધના આ આયુષ્ય અને તે દ્વારા સારા પરભવને માટે થાય તેમાં નવાઈ નથી આઠમ ચૌદશને ધ્રુવ તરીકે રાખવાથી બીજ બીજ તિથિના હિસાબે બીજ આદિ તિથિઓજ પર્વતિથિઓ થાય તે આજથી ગણાય

પ્રશ્ન ૧૨૧૬–આયુષ્ય બાંધવાનો વખત આખા ભવમાં એક અંતર્મુહૂર્તનો હોય છે અને તિથિ તો આસરે ૫૮ ઘડીની હોય છે

સમાધાન–આગળ જણાવ્યા પ્રમાણે જો કે આયુષ્યના ત્રીજા આદિ ભાગે પરભવનું આયુષ્ય બંધાય છે, પણ આગળ જણાવ્યા પ્રમાણેજ બીજા ત્રીજા ભાગની તિથિ આરાધવાથી આગળપાછળ પણ આરાધના બુદ્ધિ રહે છે અને તેથી પર્વતિથિની આરાધના કરનાર ઉત્તમ આયુષ્યજ બાંધે છે, અને તિથિમાં અંતર્મુહૂર્ત આવી જાય.

પ્રશ્ન ૧૨૧૭–ઉપર જણાવેલ હકીકતથી એ ભાવાર્થ આવે કે બીજે બીજે ભાગે આયુષ્ય બંધાય અને ત્રીજે ત્રીજે ભાગે પર્વતિથિ એટલે પર્વતિથિની આરાધના કરવાથી તે દિવસે બંધાતું આયુષ્ય શુભ બંધાય એમ ખરું?

સમાધાન–મુખ્યત્વે તો પર્વતિથિની આરાધના કરનારને સકલ તિથિઓ પુષ્કળ ભાવે આરાધનાના લક્ષ્યવાળી થાય અને તેથી પર્વતિથિને આરાધનાર તો શુભઆયુષ્ય બાંધેજ એટલે અપર્વતિથિએ પણ આયુષ્ય બાંધે અને અપર્વતિથિએ કાલ પણ કરે તો પણ પર્વતિથિ આરાધનારનો શુભઆયુષ્ય બાંધવાના કારણથી પર્વતિથિએ પરભવાયુનો બંધ પ્રાયે હોય છે એમ કહેવાય છે

પ્રશ્ન ૧૨૧૮–આયુષ્યને બાંધતી વખત જે લેશ્યા હોય તે લેશ્યા વાળા પરભવે થાય એ નિયમથી પર્વતિથિની આરાધનાથી શુભલેશ્યા અને શુભગતિ થાય અને અપર્વે બાંધે તો પણ આરાધનાની પરિણતિથી શુભલેશ્યાએજ આયુષ્ય બંધાય અને શુભગતિ થાય આયુષ્ય બાંધવાનો કાલ અંતર્મુહૂર્ત છે અને તે વખત આરાધનાથી લેશ્યા અને ગતિ સુધરે પણ તુ દશપર્વતિથિઓની અપેક્ષાએ ત્રીશ દિન લેવા પડે અને તે

તો કર્મમાસની અપેક્ષાએ ઘટે તો ચદ્રમાસની અપેક્ષાએ પર્વતિથિની આરાધના કેમ?

**સમાધાન**-ટીપણા જાણનારા જાણી શકે છે કે તિથિની ઉત્પત્તિ ચદ્રથી થાય છે, છતા તે તિથિનો હિસાબ કર્મમાસની સાથે સબધ રાખે છે અને તેથીજ શાસ્ત્રકારો પણ દરેક વર્ષે છતિથિયોની હાનિ માને છે કર્મમાસ સાથે સબધ ન હોય તો તિથિની હાનિ માનવાની રહેજ નહિ

**પ્રશ્ન ૧૨૧૯**-શાસ્ત્રકારો જ્યારે દરેક વર્ષે છતિથિયોની હાનિ કહે છે ત્યારે પચાગોમા દરેક વર્ષે બાર તિથિઓ પડે છે તે કેમ?

**સમાધાન**-લૌકિક પચાગવાળા જૈનશાસ્ત્રમા નહિ કહેલી અને નહિ માનેલી એવી તિથિની વૃદ્ધિને લે છે અને તેથી તેઓને બાર તિથિયોનો ક્ષય કરવાનો વખત આવે છે

**પ્રશ્ન ૧૨૨૦**-પર્વતિથિની આરાધના ચદ્રમાસની તિથિની અપેક્ષાએ થાય છે કે કર્મમાસના દિનની અપેક્ષાએ થાય છે અથવા સૂર્યમાસના દિવસની અપેક્ષાએ થાય છે? જો ચદ્રની તિથિ લઈએ તો તે ચદ્રતિથિની આરભથી સમાપ્તિ સુધી આરાધના થવી જોઈએ એટલે તેમા સૂર્યના ઉદયની અપેક્ષા રહે નહિ કર્મમાસની અપેક્ષાએ હોય તો તિથિનો ક્ષય ન મનાય અને સૂર્યમાસની અપેક્ષાએ સાડાત્રીશ દિવસનો માસ હોવાથી માસમાં ત્રીશ દિવસ ન મનાય

**સમાધાન**-પર્વતિથિયોની આરાધના ચદ્રમાસની તિથિઓની અપેક્ષાએ છે પરતુ આરાધનામા કરાતા પૌષધાદિનો અને રાત્રિભોજન ત્યાગઆદિ નિયમો અહોરાત્રની અપેક્ષાવાળા હોવાથી સૂર્યોદયવાળી તિથિ ગણી આરાધના કરાય છે મોક્ષમાર્ગના સાધનભૂત મૂલગુણ અને રાત્રિભોજનવિરમણ આદિ છે તેને તો તિથિના માનને અગે વિરાધાન[illegible] નહિ કર્મમાસ લેતા પુનમ[1] અને અમાવાસ્યા જેવી જગપ્રસિદ્ધતિથિયો બદલાઈ જાય સૂર્ય

1 અહોરાત્રની નિયમિતતા ન રહે

પ્રશ્ન ૧૨૨૧–પર્વતિથિએ પ ભવનુ આયુષ્ય બધાય એ વાક્યનું તત્ત્વ આરાધના ટી સર્વદા અત્રામા આવે છ એ વાત માનીએ તો એકમ આદિતિથિએ બીજઆદિના ભોગ છતા તે બીજે આયુષ્ય ન બધાય એમ માનવુ ?

સમાધાન–જેવુ મહાપુરૂષોએ પવ તિથિએ ,પ્રાયે આયુષ્ય બાધવાનુ કહેલ છ તેમજ સૂર્યો યયુક્ત પર્વતિથિ માનવી એમ ાણ મહાપુરૂષોએજ જણાવેન છે એટલે મા ાનુ પડે કે સુયો યતિનાેા પવ તિથિનો ભોગ પર ભવના આયુષ્યને બાધવાનુ બનાવતો નથી અને તેના સૂર્યોદયવાલો ઈતર અપર તિથિનો ભોગ પણ પરભવઆયુ બાધવાનુ કારણ થાય છે એરીતે રીતે વધારે ભોગવાળી પણ પહેલી તિથિ ઉદયતાજીનિથિને નહિ આ ધી પરતુ ઓછા ભોગવાળી પણ બીજી ઉદયવાળી આરાધવી એ પણ આચાર્ય ભગવતના હુકમને અનુસારેજ કરાય છે અર્થાત્ પવ અને આયુષ્યબધને સબધ ગૌણ રાખી વ્રતનિયમની આરાધના મુખ્ય રાખી છે તિથિ એ સાધન છે પરતુ વ્રતનિયમો સાધ્ય છે તેથી સબ્જિન આચાર્યાદિના વચનોને ન માનવા તે મિથ્યાત્વ છે વસ્તુતાએ પર્વતિથિ આયુષ્ય બધનું કારણ નથી પણ ત્રીજા ભાગની અપેક્ષાએ જે પર્વતિથિએ આયુષ્ય બધાય તો શુભજ બધાય

પ્રશ્ન ૧૨૨૨–નયમારના ભવમા ભગવાન્ મહાવીરને ત્રણ સમક્તિ માથી કયુ સમ્યક્ત્વ ?

સમાધાન કર્મગ્રથના મતે ઉપશમસમકિત આશ્રીને પછી ક્ષયોપશમસમકિત થઈ ગયેલુ માની શકાય

પ્રશ્ન ૧૨૨૩ નયનારથી માડીને યાવત્ વર્ધમાનકુમાર સુધીના તમામ ભવમા સમકિત સતત ચાલુ કે વચ્ચે મિથ્યાત્વ પણ ખરૂ ?

સમાધાન–ભગવાન મહાવીરમહારાજના સત્તાવીશ ભવો કહેવામા આવે છ તે સ્થૂલ દૃષ્ટિથીજ છે વચમા કેટલીએ વખત સ્થાવરપણામા ગયા છે પણ ૧ા સત્તાવીશ ભવેથી કેટલાક પ્રકાર કોડાકોડ સાગરોપમ

કાલ પુરો થાય નહિ તત્વ એટલુજ કે નયસારના ભવથી મહાવીર મહારાજના ભવ સુધી સતત સમકિત રહ્યુ નથી

**પ્રશ્ન ૧૨૨૪**-ભવની ગણતરી જે ગણવામા આવે છે તે એક વખત સમકિત પામ્યા પછી વચ્ચે મિથ્યાત્વ આવે તે ભવો પણ ગણતરીના ગણાય કે નહિ ? તેમજ એક વખત સમકિત પામેલ જીવ ફરી ગમે તેટલી વાર મિથ્યાત્વ પામે તોપણ તેના બધા ભવો ગણતરીના ગણવા કે કેમ ?

**સમાધાન**-વ્યવહારથી પહેલા સમ્યક્ત્વથી મોક્ષની વચમાં તીર્થ કરના ભવો ગણાય પછી તેમા સમ્યક્ત્વ લાગતગાટ રહે અગર ચાલ્યુ જાય મિથ્યાત્વના ભવો પણ ગણતરીમા ગણાય

**પ્રશ્ન ૧૨૨૫**-ત્રિપૃષ્ઠવાસુદેવના ભવ પછી સાતમી નરકમા જનાર મહાવીરના જીવને સમ્યક્ત્વ ખરૂ કે નહિ ?

**સમાધાન**-પહેલા સમ્યક્ત્વથી તીર્થંકરના ભવ સુધીમા સમ્યક્ત્વ લાગતગાટ રહેવાનોજ નિશ્ચય નથી તો નરકવગેરેમા સમ્યક્ત્વ નથી તેમા આશ્ચર્ય શુ ?

**પ્રશ્ન ૧૨૨૬** વ્યવહારરાશિ અને અવ્યવહારરાશિ કયા મૂલસૂત્રમા છે ?

**સમાધાન**-મૂલસૂત્રમા વ્યવહારરાશિ અને અવ્યવહારરાશિ એવા સ્પષ્ટ શબ્દો હોય એમ જાણવામા નથી પરતુ ભગવતીજીમા વનસ્પતિના જીવોના નિર્લેપનની મના કરી છે તેથી અનાદિ વનસ્પતિ સિદ્ધ થાય વનસ્પતિનો જે કાયસ્થિતિ કાળ કહેલો એ તે વ્યવહારરાશિની વનસ્પતિને આશ્રીને છે

**પ્રશ્ન ૧૨૨૭** અવ્યવહારથી નીકળી તરત બાદરપણુ પામે કે સૂક્ષ્મ પ્રત્યેકપણુ અથવા ત્રસપણુ કોઇ પામી શકે કે કેમ ?

**સમાધાન**-મરુદેવામાતા અનાદિવનસ્પતિમાથી આવીને મોક્ષે ગયા એમ કહેવાય છે અને અનાદિવનસ્પતિ અવ્યવહારરાશિની નિગોદ ને ગણાય વ્યવહારરાશિમાથી નીકળી તરત બાદરપણુ વગેરે પામવાનો ....

પ્રશ્ન ૧૨૮૮–વ્યવહાર અવ્યવહાર બને રાશિ અનાદિકાળથી છે? અને જેટલા મોક્ષે જાય તેટલાજ અનાદિનિગોદમાંથી વ્યવહારમા આવે તો વ્યવહારરાશિના જીવોથી અવ્યવહારરાશિના જીવો અસખ્યાતગુણા કે અનતગુણા?

સમાધાન–વ્યવહારરાશિ કરતા, અવ્યવહારરાશિના જીવોને અનત ગુણા માનવા

પ્રશ્ન ૧૨૮૯–પન્નવણાજીના ત્રીજા પદમા પાના ૧૬૫ થી ૧૬૮માં જણાવેલા બોલના અલ્પબહુત્વમાં એકલા વ્યવહારરાશિના જીવોનું કે વ્યવહાર અવ્યવહાર બ ને રાશિના જીવોનું ગ્રહણ છે? અને બે રાશિના ગ્રહણ માટે પાઠ, યુક્તિ કે કોઈ પુરાવો છે?

સમાધાન–વિશેષણવતીમા કાયસ્થિતિવગેરે વ્યવહારમા આવેલા જીવોને ઉદ્દેશીને છ પણ અવ્યવહારને આશ્રીને ગણવામા આવેલ નથી એમ જણાવેલ છે

પ્રશ્ન ૧૨૯૦–અલ્પબહુત્વના ૯૭મા બોલમા ભવ્ય લીધા તે તો અભવ્ય બા કરી બાકી બધા જીવો લીધા તે સૂક્ષ્મબાદરનિગોદનાજ લેવા કે કેમ? કારણ કે ૯૮મા બોલમા સામાન્યવનસ્પતિ વિશેષાધિક લીધા છે તેથી નિગોદ સિવાયના બીજા ભવ્ય પણ પ્રત્યેક જીવરાશિના ભવ્યો ત્યા લીધા નથી તેમ લાગવાથી આ પ્રશ્નની જરૂર પડી છે

સમાધાન ૯૭મા બોલમા જે ભવ્યજીવો લીધા છે તે સૂક્ષ્મ બા નિગોદની સાથે બીજે રહેલ પણ લેવા ૯૮મા બોલમા સામાન્ય વનસ્પતિ અધિક કહી તે પ્રત્યેકની સખ્યા નાખવાથી બની શકે

પ્રશ્ન ૧૨૯૧–સૂક્ષ્મ બાદર બ ને નિગોદના ભવ્ય, અભવ્ય લેવા ત્યારે વ્યવહાર અવ્યવહાર બ ને રાશિ આવી ગઈ કે કેમ?

સમાધાન–વ્યવહારરાશિમા સૂક્ષ્મબાદરમા રહેલા ભવ્યો અને અભવ્યો લેવા

પ્રશ્ન ૧૨૯૨–૧૧મી સૂક્ષ્મનિગોદમા અભવ્ય લેવાથી અભવ્ય વ્યવ

હારમા પણ છે કે કેમ ?

**સમાધાન**-વ્યવહારરાશિમા પણ અભવ્યો ન હોય એમ નહિ

**પ્રશ્ન ૧૨૩૩**-પ નવણાજીના ૧૮ મા પદમા વ્યવહાર અવ્ય હારના પ્રતોત્તરમા પા ૩૮૦-૨ લીટી ૩ अत्थि अणता जीवा जेहिं न पत्तो तसाइपरिणामो તે ગાથા આપી જ્યા આવે છે ત્યા અવ્યવહારની પુષ્ટિ માટે છે પણ ત્યાં નીચે નવદશ લીટીમા सेत्रेद सूत्र साव्यवहारिकानधिकृत्यावसेय છે ને इद પદવડે કયુ સૂત્ર લેવુ ?

**સમાધાન** इद પદવડે વનસ્પતિકાયના પગવર્તીને જણાવનાર સૂત્ર પ નવણા ભાગ બીજાના પાના ૩૭૯ની પેલી પૂઠીના वणस्सइ असखेज्जइ ભાગો સુધીનું સૂત્ર લેવુ

**પ્રશ્ન ૧૨૩૪** અ પબહુત્વના ૯૮ બોલ પૈકીના ૨૨ બોલો જે લોક પ્રકાશના પાના ૮/૧મા આઠમે અનંતે ૨૨ વસ્તુઓ લીધી છે તેજ છે તેમા ૭૭મા બોલમા બાદર પણ પર્યાપ્તા અનંતગુણા તેથી ૮૩મા બોલમા સૂક્ષ્મ પણ અપર્યાપ્તા અસખ્યાતગુણા છે તેથી ૮૪ મા બોલમા સૂક્ષ્મ પણ પર્યાપ્તા સખ્યાતગુણા છે, તેથી પણ વ્યવહારથી અવ્યવહાર જીવો અસખ્યાતગુણા જણાય છે પણ પાચમા અનતામા પડિવાઇથી સિદ્ધ તેજ અનંતે અનંતગુણા કહ્યા તેમ આઠમાઅનતાની ૨૨ વસ્તુમા કોઈ કોઈથી અનંતગુણી છે કે કેમ ?

**સમાધાન**-સૂક્ષ્મ વનસ્પતિમા પર્યાપ્તા સખ્યાતગુણા હોવાથી અવ્યવહારરાશિ લેવીજ પડે એવુ કંઈ નથી વળી બાવીશ અનતામા ક્રમે અધિકતા છે એમ નિયમ નહિ પરંતુ ન્યૂનાધિકપણુ તો છેજ મધ્યમ અનંતુ ન્યૂનાધિકવાળુ હોય છે

**પ્રશ્ન ૧૨૩૫** જાતિભવ્ય વ્યવહાર રાશિમા છે કે કેમ ?

**સમાધાન**-વ્યવહાર રાશિમા જાતિભવ્ય હોવાનો સભવ નથી

પ્રશ્ન ૧૨૩૬ બાદરવનસ્પતિ પથાસાકાય આદિમે અનતે તે પણ બાવીશ સ્થાનમા પેસે સ્થાને છે બળી બાદર થયા તે વ્યવહારી તો થઇ ગયા તેમા પણ જેઓ ત્રસાદિ પરિણામ્ ન પામે તેઓ પણ હોય કે કેમ?

સમાધાન ત્રસાદિપરિણામ પ્રાપ્ત ન થાય એમા ત્રસશબ્દ ઉપ લક્ષણ તરીકે લેવાય અને તેથી ઉત્તરાર્દ્ધમા નિગોદવાસનો અનુભવ કહ્યો છે કેટલાકો અનાદિવનસ્પતિપણુ છોડવા માત્રથી વ્યવહારરાશિ માને છે અને કેટલાકો-પન્નવણાની માફક પૃથ્વીકાયિકઆદિપણે એટલે શરીર પૃથક્પણે વ્યવહારિયા થવાનુ માને છે

પ્રશ્ન ૧૨૩૭ અભવ્ય સિવાયના ત્રસપણું જેટલા જીવો પામે તેટલા તો મુક્તિમા ગમે તે કાળે જાય કે કેમ?

સમાધાન ત્રસપણુ પામેલા ભવ્યો કોઈ પણ કાલે મોક્ષે જાયજ એમ માનવામા અડચણ નથી

પ્રશ્ન ૧૨૩૮-જીવાભિગમ, લોકપ્રકાશ ભગવતીજીઆદિ સૂત્રોમા એકેન્દ્રિયમા બે અજ્ઞાન અચક્ષુ ર્શન ત્રણ યોગ વગેરે જે ઉતાર્યા છે તે અવ્યવહાર વ્યવહાર બ ને રાશિના જીવોમા કે કેમ?

સમાધાન-અવ્યવહારમા પણ બે અજ્ઞાન અને અચક્ષુદર્શન માન વામા અડચણ નથી

પ્રશ્ન ૧૨૩૯-પરમાધામીને કઇ અને કેટલી લેસ્યાઓ હોય?

સમાધાન-પરમાધામી દેવતાઓને પણ ચારે લેસ્યા માનવામા અડ ચણ નથી કારણ કે ભવનપતિની દશનિકાય છે અને તેમા અસુરકુમારની નિકાય શ્રેષ્ઠ છ અને તે માહેના તેઓ છે ગુન્હો બનાવીને શિક્ષા કરનાર રાજાની પેઠે તેઓ પા ૫ મ ભાળાને શિક્ષા કરનાર છે

પ્રશ્ન ૧૨૪૦ બાવીશ તીર્થંકરના વારે શ્રાવકને પ્રતિક્રમણ કેટલા? પાચ કે બે?

સમાધાન-તેને માટે પ્રતિક્રમણનો સ્પષ્ટ ઉલ્લેખ નથી તો પણ શ્રાવકોને પાંચે ત્યાદિ હોવાનો અસભવ નથી ઋજુપ્રાજ્ઞપણુ સાધુને

પ્રશ્ન ૧૨૪૫–અનાદિ નિગોદના જીવોને મિથ્યાત્વગુણઠાણું ગણાય કે કેમ ?

સમાધાન–શાસ્ત્રોની અપેક્ષાએ કોઇ પણ સંસારી જીવ ગુણઠાણા વગરનો આ લોકમાં નથી તેથી અવ્યવહારરાશિમાં પણ મિથ્યાત્વગુણઠાણું છે એમ ગણાય. કેટલાક શાસ્ત્રકારો યથાભદ્રકપણાને અને વ્યક્તમિથ્યાત્વપણાની પ્રાપ્તિને ગુણઠાણું કહે છે તેઓની અપેક્ષાએ ન ગણાય.

પ્રશ્ન ૧૨૪૬–સાંજના પડિલેહણનો કાજો વોસિરાવી ઇરિયાવહિ કરી કે કેમ ?

સમાધાન–વસતિનું પ્રમાર્જન કરીને કાજો વોસરાવવો પડે છે અને તેને અંગે ઇરિયાવહિયા હોવી સ્વાભાવિક છે. જેનાં પૌષધવિધિ વગેરેમાં હોય ત્યાંથી જાણવું.

પ્રશ્ન ૧૨૪૭–આર્દ્રકુમારના પૂર્વભવના વૃત્તાન્તમાં સ્ત્રી જે સાધ્વીપણામાં હતી તે ભરથાર એવા સાધુને રાગ થયો એ હકીકત શાથી જાણી શકી?

સમાધાન–પોતે સાધુને વાત કરી. સાધુએ આચાર્યમહારાજને જણાવ્યું અને ત્યાંથી પ્રવર્તિનીને જાણ થઇ અને તેથી તેણીને માલમ પડી.

પ્રશ્ન ૧૨૪૮–સાધુના રાગની વાત માલમ પડવાથી સાધ્વીએ દેશાંતર ગઇ નહિ ?

સમાધાન–પ્રવર્તિની અને સાધ્વી બધાએ દેશાંતર વિહાર કરી દીધો હોત પણ અવસર ન હોવાથી એકલી ન ગઇ.

પ્રશ્ન ૧૨૪૯ સાધ્વીને અણસણ કરવાનો શો પ્રસંગ આવ્યો ?

સમાધાન–તે વખતે તે દેશમાં સકળ સાધુ સાધ્વીઓનું સમવસરણ થવાનો પ્રસંગ આવેલ અને તેમાં સાધ્વીને સંયમની રક્ષા મુશ્કેલ માલમ પડી તેથી અનશન કર્યું અને કાળ કરી, દેવલોકે દેવીપણે થઇ.

પ્રશ્ન ૧૨૫૦–તે સાધ્વીના કાળ ધર્મની વાત જ્યારે ને સાધુએ શું

વિચાર થયો કે સાધ્વીએ સ

જ્યારે અનશન કરી કાલ કર્યો, તો હવે મારું જીવન વ્યર્થ છે એમ ધારી મરણના પહેલા દિવસ ઘણા દાન તો પણ અનશન આદર્યું, અને કાલ કરી દેવલોકે દેવપણું મેળવ્યું

**પ્રશ્ન, ૧૨૫૧**–સંયમ રક્ષા માટે જીવનનો અનશન દ્વારાએ અંત લાવીને મન ઉત્સાર દેવના અને તેણીના કાલધર્મને સાંભળીને સંયમ શુદ્ધિ માટે અનશન કરી કાલધર્મ પામી દેવલોકે જનારની ભવાન્તરમા શી દશા થઈ?

**સમાધાન**–કેટલાકના કથન પ્રમાણે તે સાધ્વીનો જીવ દેવલોકથી ચ્યવીને આર્યક્ષેત્રમા સ્ત્રી પણે ઉપજ્યો અને સાધુનો જીવ અનાર્યદેશમા આર્દ્રકુમારપણે ઉપજ્યો પરંતુ ચૂર્ણિકાર મહારાજના કથન પ્રમાણે તે સાધ્વીનો જીવ અનાર્યદેશમા આર્દ્રકુમારપણે ઉપજ્યો અને સાધુનો જીવ આર્યદેશમા શેઠીયાને ઘેર છોકરી પણે અવતર્યો ચૂર્ણિના વચન પ્રમાણે જ્યારે સાધ્વીનો જીવ આર્દ્રકુમાર છે અને સાધુનો જીવ જ્યારે શેઠની છોકરી છે ત્યારે આર્દ્રકુમારને ચારિત્રની તીવ્ર ભાવના અને શેઠની છોકરીને ચારિત્ર ભાવનાથી રહિતપણું હોવા સાથે બીજાને પણ ચારિત્રથી દૂર કરવાની અને દૂર રાખવાની જે ભાવના અને પ્રવૃત્તિ થઈ છે તે પૂર્વભવના વર્તનને અનુકૂલ ગણાય

**પ્રશ્ન ૧૨૫૨**–તે આર્દ્રકુમારે શેઠીયાની છોકરીનો સ્વીકાર કેમ કર્યો?

**સમાધાન** –કેટલાકના કહેવા પ્રમાણે મ રમની સ્ત્રા માટે દેશત્યાગ કરી જે અન્યત્ર દેશમા વિહાર કરતા પણ ભુના સકજાથી આ કુમાર તે છોકરી હાશ ગામમા આવી ગયા અને છોકરીએ પગના લાંછનથી ઓળખ્યા પછી તે છોકરીને રાજા વગેરેના કથનથી સ્વીકાર કર્યો ત્યારે ચૂર્ણિના વચન પ્રમાણે તે છોકરી વગેરેના આગ્રહથી પોતે ગૃહસ્થપણું સ્વીકાર્યું નહિ પછી છોકરી જ્યા જ્યા તે આર્દ્રકુમાર વિહાર કરતા જાય ત્યા ત્યા સાથે સાથે ગઈ ને ગામમા આ આર્દ્રકુમારની સ્ત્રી છું એમ જાહેર કરતી ચાલે તેથી શાસનની હીલના ગામેગામ થાય એવો કુવિકલ્પ આવતાં છોકરીની સાથે ઘરમાં રહ્યા અને તેનો સ્વીકાર કર્યો

પ્રશ્ન ૧૨૫૫-વ્યવહારરાશિ અને અવ્યવહારરાશિમાં પરસ્પર અલ્પબહુત્વ શી રીતે છે?

સમાધાન-સાધી રીતે અવ્યવહારરાશિ અને વ્યવહારરાશિમાં અલ્પબહુત્વ શાસ્ત્રમાં કહ્યું હોય એમ સંભવ નથી. કારણ કે અવ્યવહારરાશિની કલ્પનાજ યૌક્તિક છે અને તેથી સિદ્ધિ માટે अत्थि अणना जीवा जेहिं न पत्तो तसाइपरिणामो એ શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણજીઆદિની કહેલી ગાથાઓનો આધાર લેવાય છે પરંતુ સાક્ષાત્ સમજથી એમ કહી શકાય કે જીવના શરીરદ્વારા વ્યવહારિપણાને ગણતા વ્યવહારરાશિવાળા જીવો કરતા અવ્યવહારરાશિયા અનંતગુણ છે પરંતુ એકલી સૂક્ષ્મનિગોદનેજ અવ્યવહારરાશિ તરીકે ગણે તો કદાચ અવ્યવહારિયા અસંખ્યગુણાજ થાય

પ્રશ્ન ૧૨૫૬-સર્વજીવોનું મૂળસ્થાન અવ્યવહારરાશિજ છે એમ ખરું?

સમાધાન-સર્વજીવોનું મૂળસ્થાન અવ્યવહારરાશિજ છે એવું તેઓજ માની શકે કે જેઓ આ પૃથ્વીકાયાદિપણાની પ્રાપ્તિથી વ્યવહારરાશિપણું માને પરંતુ જેઓ બાદરનિગોદપણાઆદિની પ્રાપ્તિથી વ્યવહારરાશિ માનનારા હોય તેઓ સર્વજીવોનું મૂળસ્થાન અવ્યવહારરાશિ છે એમ માની શકે નહિ કેમકે એ વાત તો બન્ને પક્ષવાળા માનેજ છે કે જેટલા જીવો મોક્ષે જાય તેટલા જીવો અવ્યવહારમાંથી વ્યવહારમાં આવે છે અને મોક્ષે ગયેલા જીવો તો એક નિગોદનો અનંતમો ભાગજ હંમેશ માટે છે

પ્રશ્ન ૧૨૫૭-વ્યવહારરાશિવાળા જીવો અનાદિ ખરા કે નહિ?

સમાધાન-બન્ને માન્યતાવાળા વ્યવહારરાશિને તો અનાદિ માને છે એક વર્ગ વ્યવહારરાશિને અને ઉપર જીવોની વ્યવહારિપણાની પ્રાપ્તિની અનાદિતાને લીધે મનુષ્યપણાદિની માફક અનાદિ માને ત્યારે બીજો વર્ગ વ્યવહારરાશિના જીવો વ્યવહારિપણામાંજ અનાદિકાળથી છે એમ માની નિગોદ અને અવ્યવહારરાશિની માફક તેને અનાદિ માને છે

પ્રશ્ન ૧૨૫૮- अत्थि अणंता० એ ગાથામા ત્રસાદિપરિણામ અને નિગોદવાસ જણાવીને અવ્યવહાર અને વ્યવહારનો વિભાગ કરે છે એમ નહિ ?

સમાધાન-જેઓ બાદરપૃથ્વીઆદિથી વ્યવહારિપણુ માને કે જેઓ બાદરનિગોદમા આવવાથી વ્યવહારિપણુ માને તે બન્ને વર્ગને આ ગાથામાં ઉપલક્ષણથી વ્યાખ્યાન લેવુ જ પડે પ્હેલા પક્ષવાળા तसाइ०નો અર્થ કરતા પશ્ચાનુપૂર્વીથી બાદરપૃથ્વીપણા સુધી જાય અને બીજો વર્ગ, નિગોયવાસનો અર્થ માત્ર સૂક્ષ્મનિગોદ લેવી એમ કરે અહીં ત્રસાદિ અને નિગોદ શબ્દ હોવાથી જો તેમ ન કરવામા આવે તો ત્રસપણુ નહિ પામેલા સમગ્ર જીવોને અવ્યવહારરાશિવાળા ગણવા પડે અને તેવી માન્યતાવાળો તો કોઈ વર્ગ છે નહિ એટલુ નહિ પરંતુ તેમ માનવા જતા પૃથ્વીઆદિ જે બાદરો પૃથક પૃથક્ જીવપણાદ્વારા કે શરીરના બાદરદ્વારા વ્યવહારમા આવે છે તેને પણ વ્યવહારરાશિવાળા એ છે એમ માનવાનો પ્રસંગ રહે નહિ

પ્રશ્ન ૧૨૫૯-શ્રીમહાવિદેહક્ષેત્ર અને ભરત ઐરવત ક્ષેત્રમા માસ ઋતુ વર્ષ અને યુગઆદિની શરૂઆત માટે કેટલુ આંતરૂ છે ?

સમાધાન-શ્રીભગવતીજીના પાંચમા શતકના પ્હેલા ઉદ્દેશાના अणंतरपुरक्खड समयंसि० વાકયથી તથા શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિઆદિના તેવા વાકયોથી એ નક્કી થાય છે કે જે સમયે ભરત ઐરવતમા વર્ષઆદિના આરંભ થાય તેના પછીના બીજા સમયથીજ શ્રીમહાવિદેહમા વર્ષ ઋતુ આદિનો આરંભ થાય છે ભરતમા શ્રાવણવદ એકમના સંધ્યાકાલથી યુગનો આરંભ છે મહાવિદેહમાં દિનારંભથી હોય

પ્રશ્ન ૧૨૬૦- તપ એ મનની કે વચનની ચીજ નથી તો આત્મામા તે કેમ પ્રવેશ કરશે ? જો તપ પોતાની શક્તિને મન વચન સુધી ફેરવી શકતુ નથી તો તપ આત્મામા જઈને કર્મોને કેવી રીતે તપાવશે ?

સમાધાન—તપ એ મન વચનને તપાવતુ નથી, પણ કાયાનેજ તપાવે છે એવુ કહેવુ ઉચિત નથી દીર્ઘતપસ્વીઓ માટે શાસ્ત્રકાર કહે છે કે તેઓને વચન બોલતા તથા વિચાર કરતા પણ જોર આવે છે માટે તપશ્ચર્યા માત્ર કાયાનો તાપનુ તાપણુ નથી, પણ મન તથા વચન ઉપર પણ અસર કરે છે આત્મા અરૂપી છે તો તપશ્ચર્યાના પરિણામ પણ તેવા અરૂપી છે પરિણામ પણ આત્માનાજ છે

પ્રશ્ન ૧૨૬૧—'આત્માને વળગેલા અરૂપી કર્મોનો નાશ તપ શી રીતે કરે ? અસખ્યાતા ઊંડા વળગેલા કર્મોનો નાશ તપથી શી રીતે થાય ?

સમાધાન સૂર્ય અધેરાનો નાશ કરે છે સૂર્ય અધારાનો નાશ કરે તેમા કાઈ નવાઈ નથી સૂય અધારાનો નાશ શી રીતે કરશે એવુ બોલવુ તે તો બાળકોને પણ શોભે નહીં જેમ સૂર્ય બાર સ્વરૂપવાળો છે દ્વાદશાવર્ત છે બારે રાશિનુ રૂપ તેનુ છે તેમ આ તપના પણ બાર ભેદો છે

૧ અનશન ૨ ઉનોદરી ૩ વૃત્તિસક્ષેપ ૪ રસત્યાગ ૫ કાયક્લેશ ૬ સલીનતા ૭ પ્રાયશ્ચિત્ત ૮ વિનય ૯ વૈયાવૃત્ય ૧૦ સ્વાધ્યાય ૧૧ ધ્યાન અને ૧૨ કાઉસ્સગ્ગ એટલે આ તપથી પાપ રૂપ અધકારનો નાશ વિરૂદ્ધ સ્વભાવને લીધેજ થાય છે

પ્રશ્ન ૧૨૬૨—જેટલા જેટલા તપ કરે તે તે પૂર્વના પાપીજ ને ? જો તેઓ પ્રથમના પાપી ન હોય અને તપ કરે તો પાપ ન હોવાથી તેનો ક્ષય ન હોય માટે તપ નિષ્ફળ જવાનો ને ?

સમાધાન—શુંપે આ વિચારણાથીજ તપ મૂકી દીધો હતો પ્રથમ તે જ્ઞાનીનો એ પ્રશ્ન છે કે જે જીવોને કેવળજ્ઞાન દર્શનાદિની પ્રાપ્તિ નથી થતી તે પુણ્યના ઉદયે કે પાપના ઉદયે ? દરેકને પાપના ઉદયનેજ કબુલવો પડશે શીયાળીયાની પાછળ વાઘ પડ્યો હોય અને શીયાળીયો પજામા આવી ગયો તે પછી કઈ આખ મીચવાથી છુટી શકવાનો નથી

